# ખોરશેદ

અથવા

# જ્ઞાનની સરસાઈ.

રચનાર

મીસીસ. જરબાનુ મેહરવાનજી કોઠાવાલા.

તે

"આગલા જમાનાનો ફિલસુફ" "નામાંકિત નારીઓ"

"ઈડનના બાગની રાણી" "વેનીસના બેમુલાં માણેકો"

"શાહ અકબરનો જમાનો" "દર્યાઈ ગોહર."

વગેરેની કર્તા.

અને આગલાં સરસ્વતીનાં જોઈંટ

અધીપતિ બાનુ અને માલેક.

---

અમદાવાદ.

"વિજય પ્રવર્તક" પ્રેસમાં છપાઇ છે.

તા. ૧ લી જેન્યુઅરી ૧૯૦૫.

કિંમત રૂ. ૧-૦-૦ પોષ્ટેજ મફત.

# દીબાચો.

આ પુસ્તક રચવાનો મારો મુળ હેતુ આ દીબાચારૂપી ખુલાસાગાં દર્શાવવાનું હું વાજબી વીચારૂં છું. "ખોરશેદ" જ્યારે મેં "દાવર બેહુનો" થી પ્રગટ થતાં "સરસ્વતી" ચોપાન્યાંમાં કટકે કટકે છપાવી શુરૂ કીધી ત્યારેજ મારી નાકેસ કલગના વખાણનારાં વાંચક વર્ગ તરફથી તેને પુસ્તકના આકારમાં બ્હાર પડેલી જોવાને આતુર માંગણીઓ ચાલુ થઇ હતી અને તે મારાં ભલાં વાંચકોની મરજીને આધીન થઇ આજે હું ખોરશેદને ચોપડીના આકારમાં બ્હાર પાડવાની રજા લઉં છું.

મારી આ ન્હાની વાર્તાની "હીરોઈન" ખોરશેદ એક એવો બોધરૂપી ચીતાર છે કે દરેક માતપીતા પોતાની બેટીઓને આવી સદગુણી ઉધરેલી જોવાને ખાહેશ્મંદ બને; સંગીન કેળવણીથી સંસારમાં કેવા લાભ થાએ છે મંડળીમાં કેવું ગાન મલે છે અને બાજે વખત શીહા દેખાતું ભવિષય કેવું ખુલી જાએ છે તે આ ખોરશેદના પાત્ર ઉપરથી સમજી શકાશે; વળી નાજાંમાગ પારખ જેવાં મગરૂર શેઠાણીનો અહંકાર કેળવણીની ખુબીઓથી કેમ નાબુદ થાએ છે, પોતાની ખુબસુરતી ઉપર મુસ્તાક બનેલી ફીસ્યારીખોર ફ્રેની દુબાસની દુમાખી, ગાનની સરસાઇથી કેવી તુટે છે અને એક સુંદર સ્રી મેળવવા કરતાં એક ખરેખરી સદગુણી કેળવાયલી બાનુને પરણવાથી સંસારમાં તેમજ મંડળીઓમાં કેવું માન છે તેનો હોમજી શેઠને મલેલો અનુભવ

એ સર્વે આ વાર્તા વાંચ્યાથી જણાસે. વળી આલાંમાય જેવી ફાશીન તરફ યાહોમ તણાતી ખરચાલુ ઓઓ સુખી સંસારનો કેવો નાશ કરે છે, બીડીની બદીમાં ફસેલા અને પોતાની અભણ બાયડીનો પડયો બોલ ઝીલી લેનારા "હેનપૅકડ" ખાવીંદો મંડળીમાં કેવી હાંસીમાં આવેછે, તેમજ નવલુ જેવી પોતાને મનસે સુઘરેલીમાં ખપતી બાનુઓનો ચીતાર સમજુઓને બેશ્ચીતજ રમૂજ આપનારો થઇ પડસે.

છેવટે મારે આટલું હુમેરવું છે કે આ પુસ્તકમાં ખામીઓ ઘણીબી હશે પરંતુ ચાલુ જમાનાના પારસી સંસારની ખામીઓનો કંઇક અંસ ચીતારી આ વાર્તાની "હીરોઇન" માફક યુનીવર્સીટીમાં જઇ પોંહચ્યા વગર ઘરગતુ સંગીન કેળવણી લેવાથી કેવો પોતાને તેમજ બીજાને ફાયદો થઇ શકે છે તેનો ખ્યાલ વાંચક વર્ગને આપવાનો માત્ર મારો હેતુ છે, અને તેમાં હું કેટલે દરજ્જે ફાવી શકીછું તેનું તોલ કરવા હું વાંચક વર્ગની નેક મુનસફી ઉપર સોંપુંછું.

જરબાનુ મેહરવાનજી કોઠાવાલા.



# અર્પણ પત્રીકા.

મ્હારી વ્હાલી બાલક બેટીઓ

દીનાર તથા રોશન

તમો બંન્ને

"ખોરશેદ" જેવી સંગીન કેળવણી લેવા

પામી તેણીનાં જેવાં સદગુણી બનો

એવી દુવા સાથે

આ પુસ્તક તમને અર્પણ કરે છે

તમારી માતા

જરબાનુ મેહરવાનજી કોઠાવાલા.

૧-૧-૧૯૦૫

# ખોરશેદ.

## એક પારસી સંસારી વાર્તા.

લખનાર—મીસીસ જરબાનુ મે. કોઠાવાલા,

## પ્રકરણ પેહેલું.

### શરૂઆત.

---

માતબરોથી વસાએલા મ્હાલક્ષ્મીના લત્તા તરફ, દરીયાવને મૂખડે આપણી આ વાર્તાનુ મૂખ્ય મથક "પારખ કાસ્ટલ" નામનું ગંજાવર શુશોભીત મકાન આવેલું છે. આ મકાનની રોનક આગલા મોગલવંશી રાજાઓના મ્હાલની મીશાલ જોનારનું અજાયબી અને આફ્રીનનાં પોકાર સાથ ધ્યાન ખેંચે એવી છે. તેના ચોબાજુ લીલા લહેર માંડવાઓ, અને સુંદર કારીગીરીભર્યા કયારાઓ સાથનો વીશાળ બગીચો આંખોને ટાઢક આપતો હતો.

"પારખ કાસ્ટલ" હાલમાં તમામ ઇંગલીશ ઢપ ઉપર સંગરાયલો છે. ઉંચા વેમખીજ ફરનીચરથી મ્હાલની મોટાઇ જણાઇ આવતી, તેના નાજુક ટેસ્ટથી ફરનીસ્ડ થએલા નાસ્તાના રૂમમાં આજે પારખ ખાનદાનનાં શેઠાણી નાજાંમાય પોતાના વડા સાવકા બેટા લી-

મજી શેઠ અને પોતાના ન્હાના છોકરા હોમજીબાબા સાથ બીરાજેલાં જણાય છે.

શેઠાણી નાજાંમાય આ પારખ ખાનદાનનાં અસલ માલેક ગ-રહુમ લવજી શેઠનાં વીધવા હતાં; તેવન અસલનાં પુરાતન બનાજી ખાનદાનનાં એક ભણેલાં અને બાહોસ બાનુ હતાં: તેવોનો દેખાવ અને ટેક મોભાવંતો અને ખરી શેઠાઇને બરનો હતો.

પારખ કાસ્ટલ અને તેના માલેકો માતબર અને ખરચાલુ હતા, પણ જ્યારથી મરહુમ લવજી શેઠને આ શેઠાણી નાજાંમાંય પરણી આવ્યાં ત્યારથી તેવણ એકલાંએ પોતાનો કરકસરગો કારભાર ચલાવવા માંડયો. ખાણુંની ટેબલ ઉપરથી બાકી રહેલો એક પાંઉનો ટુકડોબી આ શેઠાણીની નજરેથી દુર થતો નહી, નાજાંમાયની સત્તા હેઠળ દુધનો એક ચમચો અકારત જતો નહી અને આ ઘરના આવા કુ-સરીયા કારભાર છતાં બ્હાર જાહેરમાં નાજાંમાયનો ભપકો ભારી હતો; કોઇબી નવી ફેશીનની આગેવાની આ બાનુથીજ શહર થતી, એવણુનાં પોલકાઓ કોઇ તો ઠેઠ પારીસથી વેત્રાઇ સીવાઇને આવતા. પણ આ બધો ખર્ચ બ્હારના ઠાઠનો હતો પારખ કાસ્ટલની અંદર શેઠાણી નાજાંમાયનો જુદીજ રીતનો કારભાર ચાલતો હતો, દરેક નોકરો શેઠાણીના ડોળાના દાબમાં હતા.

નાજાંમાય દશ વરષ થયાં વીધવા થએલાં છે; હાલમાં એવ-ણુની ઉમર પુરી આડત્રીસની ભરજવાન દેખાવે સોહામણાં સરોવર જેવાં સીધાં ટટાર, કાળા વાળ અને ચાલાક ચલકતી ભુરી ચશમોથી નાજાંમાયની ઓલખ આપી શકાય.

આજે સહવારે શેઠાણીના ચેહરા ઉપર કરડાઇનો સખ્ત તોર

દીસ્તો હતો; તેવને આજનું "જામે" પોતાના સાવકા બેટા સનમુખ ધર્યું, તે માહેલી કંઇક બાબદ વાંચ્યાથી નાજાંમાયનાં બીંગ ફરી ગએલાં લાગતાં.

જે ઓરડામાં તેઓ બેઠાં હતાં તે નક્કર પથરનો મગજને રાહત આપે તેવો ઠંડો ચીનાઇ કોતરકામનાં સુંદર સ્વચ્છ ફરનીચરથી સંગરાયલો હતો. સંગેમરમર અને રૂપાંનાં રમકડાં, રેશમના પડદા તેમજ મખમલી નરમ ગંદીઓ, પારખ ખાનદાનની મોટાઇ બતાવતાં હતાં, ઠેકાણે ઠેકાણે બીલોરી કુંડ અને ચાંદીના પ્યાલામાં સુગંધી ગોલાબો તરતા હતા.

નાજાંમાય બહુ મક્કમ મનનાં હતાં. બાવીસ વરસની જવાન ઉમ્મરતી વયે તેવન બાવન વરસના લવજીશેઠ જોડે પરણી પારખ કાસટલ ઉપર રાજ કરવાને આવ્યાં. છ વરષની પરણી જીંદગી પછીથી લકવાથી પીડાતા લવજીશેઠનો અચણુચ આંકો આવી ગયો; ત્યારે નાજાંમાયે ખોદાના હુકમ આગળ સાંતીથી ડોક નમાવી. પણ પારખ કાસ્ટલ ઉપર હવે તેવણુ એકલાનું રાજ્ય નહતું. લવજીશેઠની પેહલી પરણેતરનો બેટો લીમજી હવે કાસ્ટલનો શેઠ થયો હતો. આ બીચારો લીમજીશેઠ જનમથીજ બેડોળ હતો, તેની કમર સદાની લુલી અને ગરદન એક મોહટી બેઢંગી ખુંધવાલી હતી. લીમજીશેઠ ફીક્કા ચેહરાનો સીકલી દેખાવનો હતો, જે નાજાંમાયને જોઇ લેતાં હમેશાં એક જાતની આશા આવતી અને તે પારખ કાસ્ટલ ઉપર પોતાના બેટા ન્હાના હોમજીબાબાને શેઠ થએલો જોવાની હતી. તેવણુ જોતાં અને જાણુતાં હતાં કે ચાલતે દહાડે આ ખુંઢ કદમાં વધતીજ જવાની અને તે નીચે નમેલાં ખભાંની સાંકડી છાતી ખહીનું રેહઠાણુ

કરવાની, તેવણુ જાણતાં કે લીમજીશેઠ લાંબા આવરદાની કસી ગુવાહી ધરાવતા હતા નહી, પણ શેઠાણીની મુખ્ય ફીકર એજ હતી કે રખે તેવણનો સાવકો બેટો પરણીને પોતા પાછળ એક તેનાજ જેવો ફરદી છોકરો વારસ દાખલ મેલી જઇ તેણીનાં બેટા હોમજીનાં નસીબની આડે આવે !

પણ આપણે ઉપર જોયું તેમ નાજાંગાય બડાં બાહોશ બાનુ હતાં, એટલે તેવણે પોતાના સાવકા દીકરા તરફ સેહજ પણ અણગમો બતાવા જેવી નાદાની કે મુર્ખાઇ કીધી હતી નહીં, તેવને શરૂઆતથીજ પોતાના સાવકા બેટા સાથ પાધરાં ચાલવાનો નિશ્ચય ક્રર્યો હતો. જ્યારે લવજી શેઠ ગુજર્યા ત્યારે લીમજી ચોદ વરસનો અને હોમજી માત્ર પાંચ છ વરસનો હતો. બન્ને સાવકા ભાઇઓ વચ્ચે પ્યારસા નવ વરસનો ફરક. લીમજીએ કોઇબીવાર સ્કુલનું મકાન વટીક જોયું હતું નહી તેને શીક્ષણ આપવા એક અઢાર વયના પહડેલા પારસી ગૃહસ્થ તેનાં મકાનમાંજ સદા રહેતા, પોતાના આ ઉસ્તાદ જોડે લીમજીએ શહેરે શહેર મુસાફરી કીધી હતી; એક વિદ્વાન જેટલી ચોપડીઓ લીમજીએ પોતાની ન્હાની વએ વાંચી તેનો અભ્યાસ ક્રર્યો હતો. યુનીવરસીટીનુ નામ નીશાણુ નહી જાણેલો આ બેડોળ દેખાવનો શેઠીઓ, પોતાનાં પાકટ અને સંગીન જ્ઞાનમાં એક આજના ભલા એમ. એ. ને બાજુ બેસાડે એવો પૂર્વીણ હતો. ટુંકમાં કહીએ તો આ સદાનો સીકલી જવાન્યો ચોપડીનો કીડો હતો. તે બસ પુસ્તકખાનાંમાંજ ઉધર્યો હતો, અને તેની મુખ્ય મોજ શેરીડન અને ટેનીસનના અસલ વીચારોમાંજ ભમતા ફરવાની હતી, "પારખ કાસ્ટલ" ની આજુબાજુ વસ્તા કામદારોમાં આ લીમજી શેઠ

એક ઉદાર અને ભલા માલેક દાખલ સર્વેનો માનીતો હતો.

"છટ, હવે તો હદ થઇ ગઇ." શેઠાણી નાજાંમાય પોતાના હાથમાંનું પેપર પટકતાં બોલી ઉઠયાં.

"શું છે, માયજી ?" લીમજી શેઠે પોતાની નરમ ભુરી આંખ્યો પોતાની સાતકી ગા ગમ ઉચકી પુછ્યું. "વળી કાંઇ ફળુ લશ્કરીની ખબર છે કે ?"

"હાસ્તો, વળી તે ફીસાદયો બીજી સભા ભરવાનો છે, અને તે સાંભળવા લોકો ભેગાં મલવાનાં છે."

"લોકોને મનસે ગમત. "લીમજી હસ્યો."

"પણ એવા આદમીઓને પેપરવાલાઓએ લાહેરો નકી આપવો જોઇએ." નાજાંમાય કંટાળાથી પોતા આગલની માખણની પ્યાલી દુર કરતાં બોલ્યાં. "બસ આજના જમાનામાં ગરીબોને કેળવણી આપવી એ આપણાં જેવાં માતબરોને અપમાન કર્યા બરાબર છે. સારૂં છે કે જેઓ પહેલાં "ફ્રી એજ્યુકેશન" નું માથું ખાઇ જતા હતા તેઓએ હવે આટલાંથીજ ધરાવા માંડયુંછ. આંય જોવોની ફળુ લશકરી બેંહકયોછ તે ? એનું બોલવાનું કેવું છે, ફ્રાંસમાં હોય તો એક રોબ્સપીયર દાખલ વીંધાઇ જાય, અને રશીયામાં હોય તો એક "નીહીલીસ્ટ" દાખલ જીવતો સાઇબીરયાના દોજખની બંધીમાં પુરવામાં આવે, તેને બદલ આહીતો એ ફીસાદયાનાં ભાષણની નોંધ પરનોંધ લેવાય છે.

નાજાંમાય ઘણુંજ ઉશ્કેરાયલાં દીસતાં, લીમજીશેઠે નરમીથી કહ્યું—"પણ માયજી, ફળુનું કેહેવું કંઇ બધુંજ તુચ્છકારી કહાડવા જેવું નથી. ફળુ લશ્કરી કેહછ કે જેમ અમેરીકામાં નહાનાં મોટાં

વચે ભાષણ ધી છે, તેમ આપણાં દરેક પારસીઓએ કરવું, માયજી, હું એનાં બોલવામાં કાંઇક વજુદ જોઉછ."

"લીમજી, તારા એ વીચારોથી મનેતો કમકમાટ છુટેછ, હલકાં તે હલકાંજ તે વળી આપણાં જેવાંઓની સંઘમાં શોભેખી ? પણ તમને બોલતાં ઠીક આવડેછ શેઠ, કોઇ દહાડો ફ્રુજી લશ્કરીને જાહેરમાં જવાબ આપેતો કેવું ?" અને અહીં તેવણે મનસે ખ્યાલ કર્યો કે ફ્રુજીના બીલડીંગ ધુજાવી નારનાર ગગડાટ ભર્યાં ભાષણ આગલ લીમજીનો ધીમો ધીરો સાહદ કેવો બેસુર અને સુસ્ત લાગશે.

"તમે મને જાહેરમાં બોલતાં સાંભળવા માગોછ ?" લીમજી ધીમેથી હસી બોલ્યો.

"હા, આ ફેસાદયાને જાહેરમાં જવાબ મલેતો ઠીક થાય."

"ત્યારે આવતા બુધવારે જ્યારે ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટમાં ફ્રુજી ભાષણ આપનાર છે, ત્યારે હું એને જરૂર જવાબ આપશ."

"જો હું મોટો હોતે તો આ ફ્રુજી લાંબાનાં છાલ છોરાં કહારી નાખતે." ન્હાનો હોમજી જે ચૌદની ઉમરનો હતો તે આંખ ચમકાવી બોલી ઉઠયો.

નાજાંમાયે પોતાના બેટાની બ્હાદુરી ઉપર મગરૂરીથી જોતાં કહ્યું:—"તુંતો બીજાં દશ વરસમાં પાર્લામેંટમાં દાખલ થશે મ્હારા દીકરા, અને તુંતો હાઉસ ઓફ કોમન્સ ધુજાવશે. એવાં જંગલીઓ તારી આગલ કાંહાં બીશાદમાં."

"માયજી, આજે મ્હારા દોસ્ત જમશેદજી દમણ્યા આવનાર છે તેવનને બે દહાડા આપણે ત્યાં રાખવાનો મ્હારો વીચાર છે, કેમ ?" લીમજીશેઠ બોલ્યા.

"હા. જેમ તમારી મરજી."

લીમજી શેઠની સત્તાને આડે આવવાનો નાજાંમાયનો ધારો નહતો; તેવને ચુપકીદીથી ડોકયું નમાવ્યું. લીમજી શેઠ પોતાનાં માના વી- ચારો પુછ્યા વગર કોઇબી હોકમ નહી આપવાની સંભાલ રાખતા એટલે ચલબતાં પારખ કાસ્ટલમાં સુલેહ અને સાંતી રાજ કરતાં.

---

## પ્રકરણ બીજું.

બીજે દીવસે જમશેદજી દમણીયાએ "પારખ કાસ્ટલ" માં હાજરી આપી, તેવન ઘણા ફ્રેલને પહડેલ કેહવાતા હતા નાજાંમાયે પહેલાં તેવન સાથ ફ્રુગુ લશકરીની વાતો માંડી "તમે ધારોછ, બાઇ તેમ આ ફ્રુગુ કંઇ શીસાદયો નથી. ગરીબ લોકોતો એની ઉપર જાન કહાડી આપેછ કારણ એ ગરીબોની પક્ષમાં વાજબી રીતે લડેછ. એકવાર મેં એને રસ્તે જોયો હતો શું એનો દેખાવ છે જાણે આ- ગલા વખતોનાં આપણાં પહેલવાનોનું કદ, મીલના સંચા ગોઠવવાના કામ ઉપર છે, એ કંઇ મુંબાઇનો વતની નથી. લોકો કહેછ કે સાત વરસની વાત ઉપર એ પોતાની બૈરી અને બુચીને લઇ ઘોબીતલા- વનાં હાલનાં ઘરમાં આવી રહ્યો હતો, થોડા વખત પછી એની બા- યડી મરી ગઇ અને એ હવે પોતાની બુચી સાથ એકલો પડયોછ; બાંય આટલી ખબર મેં ફ્રુગુ લશકરીની મેળવેલી છે." જમશેદજી- એ હેવાલ આપ્યો.

"ઠીક, અને, આજે આપણા લીમજી શેઠ, તેવનને જાહેરમાં જવાબ આપનાર છે, શું ધાર્યું ?" નાજાંમાયે ચવઇ કીધી.

ફ્ણુ લશકરીનું ભાષણ સાંજે પાંચ વાગને હતું. અને ત્યાં જવાની તૈયારીમાં "પારખ ફેમીલી" સાંજની ચાહ જલદી લેવા બેઠી હતી. અજાયબી તો એ હતી કે ખુદ નાજાંમાય પોતે પોતાના સાવકા બેટાનું ભાષણ સાંભલવા જનાર હતાં.

મ્હાલક્ષ્મીના તરોતાજગીભર્યા અને દમામી રસ્તા ઉપરથી નાજાંમાયની જોડીની રબર ટાયર ગાડીએ ધોબીતલાવનો ગીચ રસ્તો લીધો, મોહોલ્લાના તુફાની છોકરાઓ ગાડી જોઇ હુરરે કરવા માંડયું, જ્યારે એક ચપીત્રા પોર્યાએ મોટેથી કહ્યું:—"બાપરે, જોગો કે પેલો ખુંધો."

લીમજી શેઠે તે સાંભળી મનસે ગમીની એક છૂપી હાય ગાળી, તે જાણતો હતો કે આ કુદરતની ખામી તે કુલ દુન્યાનાં ગંજે સુધરી શકાવાની હતી નહી. આ નામોશી તે સાંતીથી ખમતો હતો તેના ઉસ્તાદે તેને બડો કસરતબાજ કીધો હતો, તેના હાથ પગના અબ્યવો ખુબ ખીલવ્યા હતા. પણ આ દેખીતાં બેડોળપણાં આગલ તે સર્વે જોરેમંદી રદ હતી.

આ એક જાહેર સભા હતી, અને તેબી વળી ફ્ણુ લશકરી જેવા એક એક્કા વક્તાની એટલે ફ્. કા. ઇન્સ્ટીટયુટ લોકોથી ઉભાઇ જતો હતો.

નાજાંમાયે આગલી બેઠકમાં જગ્આ લીધી તેવને પહેલાં પોતાની બારીક ચશ્મો આખા હૅાલમાં ફેરવી, પણ પોતાનું બરોબરયું કોઇ ન જણાવાથી નાકનું ટીચકું ચહરાવ્યું.

પ્રેસીડંટની ખુરસી એક બુઝર્ગ ગ્રહસ્થે લીધી હતી, તેઓએ પેહલાં પારસીઓની મુફ્લેશી ઉપર થોડુંક વીવેચન કર્યું. દુકાળ અને મરકીથી તેઓની થતી ખરાબી દર્શાવી, અને બારબાદ તેઓએ ફ્ણુ

લશકરીની આજના ભાષણ કર્તા દાખલની ઓળખ આપી પોતાની બેઠક લીધી કે પ્લાટફોર્મ ઉપર એક ગ્રહસ્થ ઉભો થયો. તેનો બાંધો કદાવર, પીલતનો તેનો દેખાવ, પેહેલવાન સમાનનો ચહેરો લાલ અને કંઇક ઝનુની, આંખોમાં ચાલાકી, અને હોઠો ઉપર તીરસ્કાર હતો. આ ફ્રેની લશકરી પોતે હતો.

લીમજી શેઠે તે ચેહરા તરફ એકાગ્ર ચીતે ટીકયા કીધું. આજ વરષોની વાત ઉપર તેને આ ચેહરો કહે જોયો હતો, પણ કયાં? શું સ્વપ્નામાં? અરે તેના ચેહરાની એકે એક લાછન લીમજી શેઠનાં મગજમાં કોતરાયલી હતી પણ કેમ? તે લીમજીને સમજવું મુશકેલ હતું.

---

# પ્રકરણ ત્રીજું.

"હું એક દરખાસ્ત કરવા ચાહુંછ." ફ્રેની લશકરીએ પોતાના જોરેમંદ ઉંડા અવાજે કહ્યું. તેનાં આ શરૂઆતના શબ્દોને હાજર રેહલાંઓએ જોશબંધ તાલીઓના ગગડાતથી વધાવી લીધા. તે બાહોશ વકતાએ પોતાના હાથોની અદબ વાળી, પોતાની ઝલકતી ચશમોએ ચોપાસ જોયું.

"તમે મને બોલતો સાંભળવા માંગોછ, રફીકો?" તેને પોતાના ઝઝણી ઉતપંત કરનારા અસરકારક અવાજે ચલાવ્યું "તો સાંભળો." અને પછી તે આજનાં કેહવાતા ચાલુ વખતનાં પારસી સુધારા ઉપર ઉતર્યો, તેને સુધારાનું પોકળપણું, ફેશીનની શીશીયારી, કેળવણીના મોટા ખર્ચ દેખાદેખીથી ફેશનમાં તણાઈ જનારાંઓની નબળાઇ, તથા ઘેરનાં છોકરાં ધંદી થાટે—ઇત્યાદીની રાહ ઉપર થતી પારસી સખાવત

વગેરે વગેરે ઉપર પુષ્કળ વિવેચન કર્યું.

" અને ખ્યાલ કરો કે શું ખોદા કદી આવો બેઇનસાફી હોય કે અમીર ઉમરાવોને અને માતબરોને ધનમાલ જાગીરને દોલત બક્ષે, અને પોતાનાં બાકીનાં બંદાઓને ભુખે મારે ? આપણે સહવારથી સાંહજ સુધી કામ કર્યે, લોખંદી સંચાઓમાં તન ઘસ્યે, આગનાં ધકધકતા જીવના જોખમે આપણે પરસેવા ઉતાર્યે, અને તે બધી મહેનતનું ફળ માત્ર આપણા શેઠીયાઓનાં બચાં ભોગવે, જ્યારે ગરીબનાં છોકરાં કટકો રોટીની જરૂરી હાજતમાટે ટળસે, ફીલસુફી એવી છે કે એતો ખોદાની બનાવટ છે. નહી, નહી, મારા રફીકો ખોદાતાલાનો કાયદો બાઇબંધીમાં છે, એકલપેટાઇમાં નથી. આહ ! બાઇબંધી એજ તે બારે હકતાલાનો કાયદોને કુદરતનું ફરમાન, એમ માનવીઓની સાદી અક્કલ સમજાવેછે.

બીલડીંગ ટુટી પડે, ગેલેરી નીચે આવે એવા તાલીઓના ગગડાટ વચ્ચે ફળી લશકરી સાંતીથી સર્વેને ટીકતો ઉભો. જવાન્યાઓએ ચાલુને ચાલુ આખી ગેલેરી ધમધમાવી મુકી.

આપણાં મગરૂર નાજાંમાયને ચચરાટ બારી લાગ્યો હતો છતાં અંદરખાનેથી તેત્રણુ ફળીની બ્હાદુરી અને બાહોશી વખાણ્યા વગર રહી શકયાં નહી.

પણ લીમજી શેઠ ? ક્યાં અને ક્યારે તેમને આ ચહેરો અને કદી ન ભૂલાય તેવી આંખો જોઇ હતી તેનાં ખ્યાલમાં સરબસર ઉતરી ગયા હતા. હા અંતે યાદ આવ્યું. તે આગલો તમામ બનાવ તેની નજર સનમુખ આવી ઉભો. જ્યારે લીમજી ગાત્ર ચાર વરસની બાળઅવસ્થામાં હતો, ત્યારે તે પોતાનાં માબાપ સાથ કેશમીર

થઇ ઈરાનની મુસાફરીએ ગયો હતો. તેનાં પોતાનાં મા અને લીમજી શેઠ મુસાફરીનાં જબરાં શોખીન હતાં. એક દીવસ તેઓ "જેનદરદ" નદીને કાંઠે ઉભાં હતાં તે વેળા નદીને કીનાર કંઇ અસાધારણ ગડબડ થતી હતી, તે કંઇ ધારતીનો વખત હોય તેમ લીમજીનાં મગજ ઉપર બચપણથી છવાઇ રહ્યું હતું. નદીમાં એક ઇરાણી જવાન બચ્ચો અચબુચ તણાઇ જતો હતો અને તેને ડુબતો બચાવવા કોઇબી હીંગત કરતું નહતું. "અરે કોઇ આ જવાનને બચાવશે તેને સો રૂપ્યા આપીશ." લવજી શેઠ આ દેખાવ જોઇ પુકારી ઉઠયા હતા. લીમજીના કાનમાં તેનાં મરહુમ બાપના આ શબ્દો ગોયા હગણાં પણ વાગતા હતા. તેજ પલે કોઇએ માર્યો નદીમાં ભૂસકો અને ફીણુંરીણુ થતા ઉછલતા મોજાઓને એક હાથે દુર ઝટકાવી કહાડતાં, ઉશકેરાયલાં પાણીના ધોધમાંથી રસતો કાઢતાં હાથ લંબાવી તે આકારે પેલા ડુબતા જવાનને પોતાની બાથમાં ઝાલી લીધો. કીનારે આવી તે બહાદુર સખસે પેલા બેહોશ આદમીને લોકોની સનમુખ મેલ્યો, લવજી શેઠે કબુલેલા રૂપ્યા કહાડી આપવા તુરત પોતાની ઠેળા ખેંચી કહાડી પણ પેલા હીમતવાન સખસે તે નાણાં ન કબુલતાં ત્યાંથી તોરમાંજ રસતો કાપ્યો. અને તે ચેહેરો ! આહ ! લીમજી હવે યાદ કરેછ કે તે ફરી લશકરીનોજ હુબહુ ચેહરો હતો. વર્ષો ઉપર ઈરાનમાં જોયેલો બહાદુર શુરવીર નર તેજ આ હાલનો મીલના સંચા ગોઠવનાર સખસ હતો, કદી ન ભૂલાય તેવી એ તેનીજ આંખો હતી.

હવે લીમજી શેઠ ઉઠી ઉભા થયા, પ્લાટફોર્મ ઉપર તેવનનો દેખાવ ફરી આગળ શેર નજદીક બકરાં સમાનનો હતો, તેના હાથ

અને પગ મર્દો મિશાલના મુસ્તકીમ અને મોટા હતા. પણ રૂપલાં ખદનનું બેડોળપણું તેનો જીવ બાલી નાંખનારૂં હતું. લોકો આ ભીમજી શેઠ માટે જાણતાં હતાં કે તે એક જબરો વાંચક ફીલસુફ અને ભલાં દીલનો હતો, એટલે તેને તુરતજ જગ્યા કરી આપવામાં આવી.

તેને પોતાનાં નરમ સાંત ધીમા અવાજે શરૂ કર્યું જે તે ઠઠમાર હૉલમાં દરેક ખુણે ખુણા તુલીક સંભલાતું. "મ્હારા દોસ્તો, હમણા જે શૂહરથે તમને સમજ આપીછે તે ફીલસુફીને હું એકમલનો થઇ શકતો નથી. અમેરીકા જેવી ભાઇબંધી આપણ પારસીઓમાં કદી થઈ શકવાની નથી કારણ આપણે કંઈ સ્વતંત્ર નથી, આપણે ઇરાંન વતનથી આવેલા એક મુસાફર જેવાં છીએ, અને બળવાન બ્રીટીશોના અમલ હેઠળ સુખ શાંતીમાં વસ્યે છીએ, આપણી આવી હાલતમાં ભાઇબંધી સ્થાપવી એ તો ખ્યાલજ વાહીયાત છે. ખુદખુદાતાલાએ માનવ માનવમાં ફરક રાખ્યોછે, ન્હાનાં મોટાં ગરીબ તવંગર એ તેના પોતાની સરજત છે. એ ફીલસુફીને કોણ ના પાડી શકશે? કુદરત પોતાની બક્ષેસમાં કદી એક સરખી નથી. જુવો મ્હારા દોસ્તો હું તમારી સનમુખ ઉભોછ, શું હું કુદરતની એક જબરી ખોડ ધરાવતો નથી? માટે શું હું તે માટે ખોદાવંદ ઉપર દોષ નાંખું? નહી હું મારો બોજો સબુરીથી કબુલ રાખુંછ, અને તેમજ ભાઇઓ તમારે તમારી ગરીબીનો ભાર શાંતીથી ઉઠાવી લેવો જોઇએ."

સાંભલનારાઓના આગલા ભાગે ભીમજી શેઠના બોલવાંને તાલીઓથી વધાવી લીધું. હજુ લશકરી આ બધો વખત ભીમજીના ચહેરા તરફ ટીકતો બેસી રહ્યો, તેની આંખોમાં તુચ્છકાર અને હોઠ

ઊપર મરકાત જણાતો પણ એકાએક તેને ટોળાંમાં કંઇ ગડબડ થતી સંભલાઇ જે ગડબડમાં તેનું પોતાનુ નામ તેમજ "આગ!" નો નાશકારક બોલ સંભળાતા લાગ્યો.

તેને તુરત પ્લાટફોર્મ ઉપરથી ઉતરી પડતાં પૂછ્યું.—"શું છે દોસ્તો?" "ધોબી તળાવ, પાથરીવાલાની ચાહલી ઉપર તમે રહોછ, નહી સાહેબ?" એક પારસીએ પૂછ્યું.

"હા ફ્રળીએ કહ્યું.

"પાઘડીવાલાની ચાહલી ઉપર આગ લાગીછ."

ફ્રળી આ સાંભલતાંજ ઘેલાં આદમી ગીશાલ ટોળાંમાંથી આંચકા મારતો દાદર તરફ ધસ્યો. "મારા ખોદા. અને છેક ચોથે મારે બંધ ઓરડામાં મ્હારી બુચી" તેને અચબુચ એક સખ્સને પીઠેથી ખભાંમાંથી ઝાલી ગોલ ફેરવી પોતાસાંમે ઉભો કીધો. "આંએ આગની વાત શું ખબ છે?" તેને દમ ખેંચી પુછ્યું. "કોણ એ ખબર લાયું? કયારે?"

"અરે પાંચજ મીનીટ થઇ, બધાં ટોળાંબંધ આદમીઓ જોવા ઉતરી પડયાંછ, પાઘડીવારાની ચાહલી ઉપરનો મોટો ભાગતો આજે અહીં ભાષણ સાંભલવા આયો હતો અને—"

ફ્રળી વધારે સાંભલવા ઉભો રહ્યા નહીં આગની નાશકારક ખબર આખા હૉલમાં પંથરાઇ રહી હતી અને દર્યાવના મોજા મીશાલ આદમીઓ દાદર ઉપરથી કુદી પડવાની ઉતાવલ કરવા લાગ્યાં.

પાઘડીવાલાની ચાહલી પાંચ માળની ત્રણ ગાળાની કંઇ કજનોબંધ ભાડુત વસાવનારી હતી. ચોથા માળ ઉપરના બે ઓરડાઓ ફ્રળીએ ભાડે રાખ્યા હતા જ્યાં તે પોતાની બુચી સાથ રેહતો હતો,

જ્યારે ત્રીજે માળનાં હમાય ડોસાં આ બાપ બેઠીને શાંન્તી ખવારતાં હતાં. આ ચાહલીની પાછલી બ.રીઓ તરફથી કુક્કર બજાર દીસ્તુ જ્યારે ફળીની ઉપલી બારોએથી દુરનો દર્યાવ અને મરીન લાઇન્સ ઉપર ફરતી ટ્રેન દીસ્તી.

ફળીની આજની સભા ફકર ધાસની અને ગભરાટના બુમ બરાડામાં ખ્વાબ થઇ. આગની વાત પ્લાટફોર્મ ઉપર ગઇ અને લીમજી શેઠે જાણ્યું કે પેલો ફીસાદયો સખ્સ પોતાનાં બચાંની સલામતી માટે સભા છોડી હવા ઉપર ગોયા ઉડી ગયો હતો, આપણાં શેઠાણી નાજાંમાય વટીક આ વાત સાંભલી દર્યા ખાવા પડયાં. "આવા એક ખડતલ શખસ જેવામાંબી દયાની લાગણી હોયછ કેવું અજબ જેવું." શેઠાણી બોલ્યાં. "રખે કોઇના જાણુને હાંણી પોહચે."

"માએજી, જો તમે રજા આપોતો હું તમને ઘર મોકલાવી આ આગનું શું પરીણામ આવેછ તે જોવા જાઉં." લીમજીએ કહ્યું. પછી હું ભાડેની ગાડીમાં ઘેર આવીશ.

"હું તમારી સાથે રેહવશ" જમશેદજી દમણીયા બોલ્યા. "જો-મમા હુંબી રહું ?" હોમજીએ માંગી લીધું.

"નહી હોમજી હું તુને ઘોભીતલાવ્યાં ટોળાં વચ્ચે ફરવા દેવાની નથી ખબરદાર!" શેઠાણી પુકારી ઉઠયાં. "અને તું લીમજી શું આવા જંગલી ઝનુની આદમીઓ વચ્ચે જવા માંગે છે?"

"એવન મારી સાથે સલામત છેજી." જમશેદજીએ બાંહેધરી લીધી. "તમે હોમજીને ઘેર લઇ જાવો બાઇ, હમે પાછલથી આવશું."

નાજાંમાયે ઘણી બહોંસ કીધી, પણ લીમજીએ હઠ મુકી નહી. તે પોતાની મા અને ભાઇને ગારી નજદીક લઇ ગયો. હોમજીનું

બધું ધકધ્યાન બલતાં ઘરમાં ભરાયું હતું. આગનો ધુંઓ કાનના બહેર ફાડતા અવાજ સાથ જોશબંધ કોટગાંથી ચાલી આવતો તેઓની ગારી આગલથી પસાર થઇ ગયો ત્યારે તો તે ચટપટયા ન્હાના પોર્યાંએ નાસીપાસીથી લગભગ રડવા માંડયું

" જો માયજી જરા ગને જવા દેવો." પણ નાજાંગાય એક બોલનાં હતાં તેવણ કંઇ પોતાના શેડીયા દીકરાને ધોબીતલાવની વસ્તીમાં ભેલાવાદે ? તેવણ ગારીમાં બેસી હોમજીને ઘેર લઇ ગયાં જયારે લીમજી અને જમશેદજીએ પાઘડીવાલાની ચાલી તરફ ચલાવ્યું. ચાલીના એક ગાળાની તમામ બારીઓ અગ્નીના ભભૂકા ઓકતી હતી, તેનો દેખાવ બહુજ ત્રાસદાયક હતો.

"ધુંઆ આવતા આગમજ આગ પુષ્કળ વધી ગએલી લાગેછ" લીમજીએ કહ્યું.

" ધુંઆઓએ કયે દહાડે આઇતી ઘડીએ કામ બજાવ્યુંછ ?" જમશેદજી ફફરીયા.

"એતો સારૂં થયું કે મધરાતે આગ લાગી નથી એટલે અંદર વસનારાંઓ બધાં જીવતાં જાગતાં હશે, તેઓ પોતે પોતાને બચાવી લેશે."

"પણ બચાંઓ ?" લીમજીએ દુખી ખ્યાલથી પુછયું. "બેદરકાર માતાઓ ખરકીમાં ટાહેલું કરવા બેઠીઓ હશે અને બીચારાં ભૂલકાંઓ માળપર એકલાં હશે."

અહીં તે લોકોએ ઝેહમત કરી ટોળામાંથી રસતો કહાર્યો. લીમજીનું કેહવું ખરૂં હતું, તે માણુસાઇ પુડામાં ઢગલાબંધ બચાંઓ જીવતાં સપડાયલાં હતાં. તેઓની માતાઓ ઘેલી દીવાની જેવી દોડતી

ફરતી ત્યારે એક મર્દ કોઇનીબી મદદ માંગ્યા વીના બેધડક તે બળતી બાંધણીમાં યાહોમ ધસ્યો.

"એ કોઇ એને જુવોરે." લોકોએ આંગલી ટાંકી ફળીનું કદાવર બદન બતાવ્યું તે એક જીવ ઉપર આવેલા જોદ્ધા મીસાલ આ બારીએથી પેલી બારીના કટેરાપર કુદતો ઉપરને ઉપર ચહડતો ગયો; પોતાનાં ચોથે માળે સુતેલાં બાલકને બચાવવા તે તપતાં બલત્રાં અને ધુમરી આપનારા ધુમારા વચ્ચે બીન દેહસત આગલ વધ્યો. લોકની નજર ફળી ઉપર ચોંહટી બેઠી હતી.

"હવે એકજ માળ વધારે રહ્યોછ." કોઇ ટોળાંમાંથી બોલ્યું એકજ વધારે ઉપલા કટેરાને કૂદી પડવાને અજમાયસ બાકી રહી હતી, પણ તે પેલા કટેરાને પકડે તે આગમજ તેનો સામેની નાશ પામતી બારીએથી ધુંઆ અને બલતાના મોટા મોજાએ ધસી આવી તેને પોતાનાં ઇજીપશીયન જેવા શીહા અંધકાર પડખામાં ઘેરી લીધો, તેજ પલે જે બારીને અહીંગી તે ઉભો હતો, તે કરરર ભુસ સાથ જમીન દોસ્ત થઇ ગઇ. લોકોનાં ટોળાંએ ભયભીત પીકરોના કમકમાટ છુટે એવા કલ્લા પુકારો કીધા, અને ફળી લશકરીનું પેહલવાની તન તે ત્રણ મજલાની ઉંચાઇથી તેઓની વચમાં તદન લીમજી શેઠના પગ નજદીક પછડાઇ પડ્યું.

કંઇ પણ મદદની ગરજ રહી હતી નહી. તે કેહવાતા ફેસાદમાની ગરદન ભાગી ગઇ હતી. અફસોસ કે ને બીચારો એક હાય પણ માર્યા વગર તે કીરતારની હજુરમાં કુચ કરી ગયો.

---

# પ્રકરણ ચોથું.

જ્યારે તે ઉશકેરાયલું ટોળું ફળુ લશકરીની આસપાસ અફસોસ કરતું હતું અને તેઓ ડાકટરની સાહરવારની અરજ કરતાં રડતાં એકઠાં મળ્યાં હતાં, ત્યારે ભલાંદીલનો લીમજી પોતાનો કોટ કહારી નાખી તે બલતી બાંધણી ઉપર ચહડી ઉભો હતો, લોકોની અજાયબીનો પાર ન રહ્યો દરેક બારીઓ બળીને ખાખ થઇ ગઇ હતી, અને તેવાં મકાનમાં જવું એ મોહતને મલવા જવા બરાબર જણાતું હતું પણ લીમજી શેઠ હોઠ ટાઇટ બીડી પોતાના વીચારોમાં મજબુત જણાતો.

આનીગમ જમશેદજી દમણુયાનું લોહી પાણી ઉડી ગયું, અરર, આતો કાંટાનું કટેસર થઇ ગયું તેવણુ લીમજીને કંઇ કહે તે આગમજ તે કસરતબાજ બ્હાદર પણ બેડોલ જવાન ગોયા મહોતને ભેટવાને ઉડી ચાલ્યો, ટોળાંએ જ્યારે લીમજીની આ નાદાની કાં ગાંડાઇ ભરી અજમાયસ જોઇ ત્યારે તેઓ દેહસ્તથી બંધાઇ ગયાં, પણ જ્યારે એક ફેસાદયાની બેટીને બચાવનાર દાખલ ખુદ "પારખ કાસ્ટલના" માલેક લીમજી શેઠને તેઓએ ઓલખ્યો, ત્યારે શું તેઓની અજાયબીનો પાર!

તેનું બેડોળ શરીર એક લોખંડી સલ્યા ઉપરથી બીજા ઉપર ગોલાંટ ખાતું અને ત્યારેજ તેઓએ જાણુયું કે આ દેખાઇતો ખૂંધો એક બડો તાલીમબાજ કસરતી હતો. ફળુ કરતાં જુદીજ રીતનો રસતો તેને લીધો હતો અને લગભગ હવાઈ કુદકા મારી તે ખુંટી, દાંડા, મોભ, સલીયા જેવી આધારની ચીજો શોધી પકડતો અંતે તે ચોઠે માળની બારીએ આબાદ જઇ પુગ્યો કે નીચેનાં ટોળાંમાથી ઉપકારના ઉભરાનો ગુંગલાતો પોકાર સંભલાયો.

"જલદી સીહડી ગોઠવો! પડોસનાં છાપરાંપર ટેકાવો!" ટોળાંમાંથી પુકારો ઉઠયા.

એક પછી એક હેબ્નતથી ઠંડા મારી ગએલાં બચ્ચાંઓને પડોસનાં છાપરાં ઉપર ઉતારવામાં આવ્યાં; પણ શું તેઓને બચાવનાર બહાદર જે મોહત સાથે હાથોહાથ લડયો હતો તે શું પોતે બચવા માંગતો નહી હતો? લીમજી વધારે ઉંડાણમાં તે બલતી બાંધણીમાં ઉતર્યો હતો. લોકોની આંખો ઇંતેજારીથી બારીએ ઠીચી ગઈ હતી. અંતે ચોઠે માળે લીમજી શેઠનો આકાર પોતાના હાથમાં એક બાલક સાથે આવી ઉભો, આ જીવલેણ ભણુકામાંથી કેમ બચવું તેનો ગોયા તે એક પલ ખ્યાલ કરવા ઉભો.

જબરી ઇંતેજારીની પાંચ દશ મીનીટ અને લીમજીશેઠ ફ્રૂ લશકરીની પાંચ વરષની બુચી સાથે લોકોનાં ટોળામાં સલાગત ઉતરી આવ્યો.

"ખોદા તમારો મહેરબાન, શેઠ." કેટલાક પારસીઓ ખરાં જીગરથી બોલ્યા.

"મરી જાઉંરે શેઠજી, તમે નહી હોતે તો આ બચ્ચાંનું શું થતે?" એક ડોસાંએ ઓવરણા લીધા. લીમજી શેઠની ચોપાસ હવે ટોળું જમાવ થવા લાગ્યું. તેના બાળેલા લોહીએ ઝઝરતા હાથો લઇ કેટલાંકોએ પોતાની આંખમાં દાબ્યા. ગોયા માતબરો તરફનું તેઓનું ઝનુન હવે નીકલી ગયું હતું "શાબાશરે ઓ ધર્મી સકર્મી નર! ખરેખરો કોઇ અમીરજાદો છે" ધોબીતલાવના પારસીઓ બધા લીમજીશેઠ ઉપર રીઝ થઇ ગયા.

"બાપરે લીમજીભાઇ હું તો એવો બીહીધો કે હવે હું નાજાંમાયને શું જવાબ આપશ, પણ તમુને વાગું'તો ઘણું હશે!" જમશેદજીએ

આમ કેહતાં લીમજીનાં બદન ઉપર હાથ ફેરવી જોયા.

"નહી કંઇ દમ જેવું નથી લાગું." લીમજી હવે ટોળાં તરફ ફર્યો. "અરે દોસ્તો, એમાં એટલું બધું શું છે અલબત તમોમાંનાં કોઇથી એતો કરી શકતે."

આ મુજબ લાયકી બતાવી તેને પેલાં બાલક સહીત એક ભાડેની ગાડી તરફ ચલાવ્યું. ફળુની બુચી તદન ફીક્કી ધ્રુજતી પોતાના બચાવનારના હાથને વલગી પડી હતી. તેણીના બુચકલા ચેહરા ઉપર અસાધારણ મોટી કાલી આંખો હોવાથી તેણી ઘણી વીચીત્ર લાગતી હતી. જમશેદજી દમણુયા લીમજીની પૂઠે ચાલ્યા.

"તું આ બચ્ચાંનું શું કરશે લીમજી ? કોઇ આશ્રમ ઘરમાં મોકલાવશે કેની ?" જમશેદજીએ પૂછયું.

"એણી કોઇબી એવાં ભાડેનાં કે ધર્મનાં મકાનમાં જનાર નથી એતો મારાં પોતાંનાં મકાનમાં આવશે." લીમજીએ કહ્યું.

"ત્યારે તું ફળુ લશકરીની છોકરીને પારખ કાસ્ટલમાં" લઇ જવા માંગેછ ? પણ નાનાંમાય તે માટે શું કહેશે ? હું જેવો હોંઉતો એને અહીંનાં લોકોનેજ સોંપું."

"મેં એને આગમાંથી બચાવીછ તે ચુલામાં નાખવા માટે નહી, સમજ્યા જમશેદજી બા એણી મારી પોતાંની મત્તા છે."

આ વખતે તેઓ ગાડીમાં ગોઠવાઇ ચુક્યાં હતાં, લીમજીએ પોતાનો ગરમ કોટ તે બચ્ચાંને ઓઢાર્યો જે બીચારૂં માત્ર એક કુરતાં અને સુરવાલ ઉપર હતું. હવે ગારીએ 'પારખ કાસ્ટલ'નો રસ્તો ધર્યો.

"મારા બાવાજી" કહાં છે ?" પેલી બુચીએ રડતાં પૂછયું, લીમજીએ તેને ખોળાપર ઉઠાવી લીધી પણ તેની ગમે એટલી સમજાવત

છતાં તે બુચીએ ચાલુ પોતાના બાપની હાજરીને માંગ્યા કીધી. જમશેદજી ગનસે આ રરતી પીડા માટે ઘુમ ફર્ર્યા, ધોબીતલાવથી મ્હાલક્ષ્મી પોંહચવાને જે ખારસો વખત નીકલી જતો તે અરસામાં તેવને એક લાંબી ખેંચી કહાડવાનો મનસુબો કીધેલો પણ પેલાં બચ્ચાંના ચાલુ બકબકારા અને ધીમાં ડચકાંથી તેવનનો વીચાર હવામાં ઉડી ગયો.

આ બધો વખત લીમજીની આંખો આગલ મરહુમ ફ્રીનોજ દેખાવ આવી ઉભો હતો, તે ફીસાદગ્રો સખ્સ જે માતબરોને ધીક્કારનાર હતો જે ખોદાને ગેરઇનસાફી ગાનનારો હતો તે બોલ બોલતામાં માટીનો ઢગ થઇ પડયો. ફ્રીને માન આપનાર અને તેના વીચારોને મલતા થનાર ઘણા હતા, પણ તેના મોહત ઉપર રડનાર તો માત્ર આ પાંચ વરષની નીરદોષ ભૂલકી—માત્ર આ બાલકીજ હતી.

જ્યારે ગાડી "પારખ કાસ્ટલ" જઇ પોંહચી ત્યારે રાતના દશ વાગ્યાનો અમલ થવા આવ્યો હતો. દરીયાવનાં પાણી સાંત હતાં અને પારખ કાસ્ટલની ભભૂકદાર રોશણીનો સોનેરી પડછાયો તે બીલ્લોરી પાંણીને આફતાબી ઝલકાટ આપતો. ગાડી થોભતાંજ મ્હાલની સંગેમરમરની સીહડીએ નાજાંમાય અને હોમજી આવી ઉભાં.

"જમશેદજી સું થયું ? મેતો ધાર્યું કે તમો લોક પાછા ફરવાનાજ નહી ઉતા." નાજાંમાય જરા ફ્રપરીને બોલ્યાં "તમે કેવા ભુખા થયા હશો." પણ તેટલાં તેવનની નજર કાલા કોટમાં લપેટાયલા પેલાં ન્હાના બચ્ચાં તરફ ખેંચાઇ કે તેવણ ચોંકયાં.

"આ લીમજી આંય કોણ ?"

"પેલા ફીસાદયાની પોરી જમશેદજીએ ઉજારો કહાડ્યો આપ્યા

રસ્તે રરી રરીને અરધી થઇ ગઇછે બળતી ચાલીમાંથી તમારા બ્હાદુર બેટાએ એને બચાવી છે. નાજાંમાય તમોએ તમારા આવા નોબલ બેટા માટે મગરૂર થતું જોઇયે. ”

“તેં શું પેલા લશકરીની છોકરીને આગમાંથી બચાવી ?” નાજાંમાએ અજાયબીથી ફાટી જતા સાદે લીમજીના મેસમાં લપટાયલા હાથ, અને બરેલા પોશાક તરફ જોતાં પુછ્યું. “પણ તે કેમ ?”

જમશેદજીએ ખરો હેવાલ આપ્યો. શેઠાણી ગંભીર ચેહેરે બોલ્યાં “પારખ ખાનદાન સદાનું બ્હાદુર ગણાયલું છે.” અને અહીં નાજાંમાયે લીમજીનાં ખભાં ઉપર હાથ મેલી ટીંગાઇને તેનાં કપાલ ઉપર એક કીસ લીધી.

“લીમજી, એક ધોબીતલાવ્યાં ફેસાદયાનાં પોર્યાને બચાવવા તેં તારી સુનાં જેવી જીંદગી જોખમમાં નાખવી ન હતી. નાજાંમાયે નરમાશથી કહ્યું. “કાંય નહી ફ્રુએ પોતેજ પોતાનાં બચ્ચાંને બંચાવ્યું ?”

“તેને બીચારાએ પોતાથી બનતું કર્યું, પણ તેમ કરવા જતાં તેને બીચારાએ પોતાનો જાન ખોયો.” જમશેદજીએ કહ્યું.

“ ફ્રુ ફીસાદયો મરી ગયો ?” નાજાંમાયે દયાથી કંપકમી પૂછ્યું.

“ હા માયજી, તે બીચારો હવે આપણુ જેવાં માતબરો ઉપર બખાલા કહાડવાને જીવતો રહ્યો નથી અને આ તેનું નાવારેસ બાલક છે.”

“પણ લીમજી તું એ છોકરીને અહીં શા વાસ્તે લાયો ? ત્યાંજ કાઇને તેવાંઓને ત્યાં સોંપી આવ્યેકની !”

“અરે મેંબી એમજ કહ્યુંતુંરે પણ ભલા આદમી સમજે કોણનું જે” જમશેદજીને કરકી લાગી હતી તેથી તેવન ખાણુંનાં

ઓરડા તરફ જોતાં નાંખતી કરવા માગી. ટેબલ તૈયાર હતી નાજાંમાય સદા ચાંદીનો સૅટ વાપડતાં જેનો ઝકઝકાટ, અને ખાણુંનો બહેકાટ નાખનાં શીફરાંને ખુલ્લાં કરતો.

"એક પાંચ વરસની તદન નાવારેસ બુચીને કોણુને હસ્તક સોંપવી જોઇયે વારૂ !" લીમજીએ પુછયું.

"કાંય વળી કોઇની બરબાદુતને સોંપતે એ નાહલ્લાં ધોબીતલાવ્યાંનું અહીં શું કાગ છે ?" નાજાંમાય સુગઇ ઉઠયાં.

"જયાં સુધી હું જીવશ ત્યાં સુધી આ બાલક પારકાંનું ઘેર જોશે નહીં," લીમજી શેઠે ઠડાવથી જણાવ્યું. તેને ત્યાં ઉભેલા એક બુઝર્ગ બબરચી રસતઇ તરફ ફરી હુમેર્યું "રસતઇ, શેઠાણીની કારભારણ બચુંને મોકલ. માયજી હું તમારી બચુંને કંઈ કામ સોંપુ ?"

"તમુને ગમે તેગ કરો." નાજાંમાયે કાને હાથ મુકયા. જમશેદજીનું ધકુધ્યાન આ બધો વખત ખાણુામાં ભરાયલું હતું, તેવન તરેલા કટલેસનો સોહરગ ખેંચતાં તે બુચી તરફ કડવા અણુગમાથી જોવા લાગ્યા કે તે જો એગ વચ્ચે ફુટી નીકલી નહતે તો તેવનનાં પેટની પુંજા શહરૂ થઇ ચુકી હતે.

બચું આસરે પાંત્રીસની ઉમરની સારા ખવાસની અને મેહનતુ દેખાવની હતી. તેણી નાજાંમાયનું દરેક કામ કરતી, આજે હોકમ ગયાથી તેણી હસ્તી આવીને લીમજીશેઠની હાજરીમાં ઉભી.

"બચું, લીમજીશેઠ તારા હાથમાં આંય બચ્ચાંની સંભાલ મુકવા માગેછ." નાજાંમાય બોલ્યાં. "આજે રાતે તો તું એને તારાં બીછાણાંઆંજ સુવાડજે, પણુ પહેલાં એને નહેંવાડીને એના આપ બાલ બધા વેંરી નાખ."

"કાંય માયજી એ બુચીને કંઇ સહીયડ ગોવરૂં નથી આયું!"

"ગમે તે હોય, પણ મને આંય ઝારી જેવાં લટીયાં જોવા નહી ગમતાં."

બચ્ચુંના હાથમાં બુચીને મુકવા જતાં પેલો ગરમ કોટ સરી પડ્યો અને સુફેદ સુરવાલ નીચેથી તે બચ્ચાંનાં ઉઘાડા પગ સર્વેને ખુલ્લા દીસવા લાગ્યા.

"કેવું બદસુરત પોર્યું!" મોટે ઘેરનાં નાજાંમાય કમકમ્યાં.

"ચાલ બચું લઇજા એને ખાણું તાહરૂ પરેછ." જમશેદજીએ ઘેરના ધણી માફક હોકમ ચલાવ્યો.

તેઓ સર્વે હવે ખાણાં ઉપર બેઠાં. ચીકીન રોસ્ટ અને ભેજાંના કટલેસ જમશેદજીને વીષેશ ભાવતા દેખાયા, કારણ તેવન આજે ટેબલ ઉપર અડધી ડજન પરોણાઓની ગરજ સારતા હતા! તેથી ઉલટુંજ લીમજી આજની તેની અજાગેબ ઝેહગત ઉપર વીચારમાં ખાણું ચંચેરયા કરતો હતો અને નાજાંમાયનો મીજાસ હાલમાં ઠેકાણે નહતો. ફળીનું બચ્ચું લીમજીનાં હાથમાં જોતાંજ તેવનનું મગજ તપી આવ્યું હતું પણ "પારખ કાસ્ટલ" ઉપર લીમજીની પુરેપુરી સત્તા હોવાથી તેવન પોતાની ખુલ્લી ખફગી બતાવી શકતાં નહી. આવી રીતે જ્યારે સૌ પોત પોતાનાં કામમાં મશગુલ હતાં ત્યારે ટેબલને છેડે માસ્ટર હોમજી જેલીના પફનો ધાણ કહારતો હતો.

ઘડીયાલમાં અગીઆરની ટકોરી પડી. "અગીયાર!" નાજાંમાંય ઉઠી ઉભાં થયાં. "હોમજી તારેતો ત્યાસ્નું સુઇ જવું હતું, ચાલો સાહેબજી" અને તેવન પેલા બે ગ્રહસ્થોને શેકહેન્ડ કરી પોતાના નાના દીકરાના ખભાં ઉપર લાડથી હાથ મુકી ઓરડાની

બ્હાર નીકલ્યાં.

"હીમજી ખરો બ્હાદુર છે, હં ! મમાં." હોમજીએ પોતાની માને કહ્યું. "શું એની હીંમત હોસે, અરે હું ઇચ્છુંછ કે બીજાં બધા આદમીઓ માફક એની પીઠ સીધ્ધી હોતે."

"હું તો ઇચ્છુંછ કે એનું ભેજુંજ સીધું હોતે." શેઠાણી બખાલ્યાં " કે એ પેલાં ફીસાદયાં પોર્યાંને અહીં લાવતે નહી."

"પણ એ બચ્ચાંનું શું કરશે ? એક મફતની સ્કુલમાં મુકશે કે પાછું ધોબીતલાવપરજ મોકલશે ?"

પણ હીમજીશેઠે એ બે માહેલું એકબી કીધું નહી.

નાજાંમાય ગમે એટલાં ખજાર્યાં. ફફર્યાં, ખીજવાયાં, પુષ્કળ નાગરજી બતાવી અને તે ફીસાદયાનાં બચ્ચાંને તદન તુચ્છકારી કહાડ્યું, પણ હીમજીશેઠ એકના બે થયા નહી તેવન પોતાના વીચારમાં મુસ્તકીમ રહ્યા.

"નહીં માયજી, ગઇ રાતે ઘરે આવતાંજ મેં મારી માં નક્કી કીધુંછ કે હું ફનુ લશકરીની બુચીને મારી પોતાની દીકરી તરીકે પાલીને ઉછારસ, આજથી એ મારી પોતાની કરી લીધેલી દીકરી છે. હું કોઇ દહાડેબી પરણવાનો નથી કોઇબી બચ્ચાંનાં પવીત્ર હોઠો મને બાપનાં મીઠાં નામથી બોલાવશે નહી, પણ હું તેવાં નીરદોષ બચ્ચાંનાં પ્યાર માટે તરસુંછ. તમે જાણોછ માયજી કે હું પૈસે પુર છતાં કેવી એકાંત જીંદગી ભોગવુંછ, હું સારો દહાડો લાયબ્રેરીમાં જીવુંછ માટે મને એક નીરદોષ બચ્ચાંની મીઠી સોહબતની ઘણી જરૂર છે." હીમજીએ નરમ દીલજીત સાહદે પોતાની દલીલ દર્શાવી."

"પણ તુને બચ્ચું કરી લેવું હોય તો કોઇ ઉંચ ખુન્યાદનું લે !

આ જંગલી દુકતાંથી તું જલદી કંટાળી જશે. એવાં એક ચાભણુ નજીસ પોર્યાંથી જલદીજ ધરાઇ જશે.” એ નાજાંમાયની તકરાર હતી.

“ નહી હું એને આપણા બરની કેળવણી આપશ,” લીમજીએ કહ્યું. “ માયજી મારે કેહેવું જોઇએ કે છેલ્લાં મેં ડાકટર હોરમજશાહની સલાહ લીધી હતી ત્યારે તેવને મને કહ્યું કે મારી ગમે એવી બેડોળ હાલત છતાં હું લાંબી ઉમર કહારસ. ”

લીમજીના આ બોલવાથી નાજાંમાયનો ચેહેરો રૂ જેવો ફીક્કો મારી ગયો. સારાં નસીબે તેવન પોતાના સાવકા બેટાથી દુર બેઠાં હતાં. જેને પોતાની સાવકીમાંના મોહડાં ઉપર થએલા ફેરફાર જોયા વીનાં આગળ ચલાવ્યું.

“ અને ત્યારે એક લાંબી જીંદગી પાસ કરતાં એક વહાલી બેટીની હાજરીની મને ઘણી ગરજ રેહેશે. તેથીજ હું આ બચ્ચાંને મારાં તરીકે ઉધારવા માંગુછ કે મારી બુઝર્ગી વખતે એ મને ઘણી કામ આવે.”

“ અને તારા પાછલા દીવસોની સગવડ માટે તું એક ફેસાઘાની છોકરી તરફથી વકી રાખેછ ?” નાજાંમાય ફફર્યા. “ હલકાંઓ વચ્ચે ઉછરેલી, ઝનુની લોહીની જંગલી છોકરી તરફથી ?”

“ કેળવણીની અસર ઉપર મને પક્કો ભરૂસો છે. એ બચ્ચાંનું કપાલ વિદ્વાનોનાં જેવું પોહલું છે, એની આંખ કેવી ચલકતી અને ચબાક છે. ચાલતે દહાડે એજ બચ્ચું ઘણું ફેરવાઇ જશે. ”

“ તું સદા ખુબસુરતીનો વખાણનારને હું અજબ થાઉંછ કે આવાં વાંદરાં જેવાં બચ્ચાંએ તારૂં કેમ ધ્યાન ખેંચ્યુંછ !” તેવન હરેક રીતે તેનું મન ફેરવવા માંગતાં હતાં.

"માયજી, ગુસ્સે ના થાવો, હું એ મારા વીચારોથી કદીબી પાછો ફરનાર નથી. પણ તમુને હું ખાત્રી આપુંછ કે મારૂં એ બચ્ચું તમારા રસ્તા વચ્ચે આવશે નહી. તમેતો જાણુશોબી નહી કે તે આ મકાનમાં રેહછ, મારા ઓરડામાંની બાજુના બે ઓરડાઓ હું મારી ખુચી માટે તૈયાર કરાવવા માંગુછ. હું એને માટે એક ચંચલ પારસી છોકરી રાખશ અને જ્યારે મને ભાવશે ત્યારે હું મારી પાલકને મારા ઓરડામાં રમવા લઇ જયશ, એટલે કોઇબી રીતે એ તમારી આડે આવી શકશે નહીં."

"ચાલો ઠીક છે, આય તમારૂં મકાન છે લીમજીશેઠ, અને અહી જો તમે ગમે એટલાં ધોબીતલાવ્યાં પોર્યાંઓને લાવી ભરવા માંગતા હોવો તો મારેથી કંઇ તમારી સામે થવાવાનું નથી." નાજાંમાય બખાલ્યાં.

"હું ઇચ્છુંછ કે એક એવોબી દહારો આવશે કે જ્યારે તમે મારી પાલક બેટીને ચાહતાં શીખશો."

"કદી નહી લીમજી, એટલું તો ખાત્રીથી યાદ રાખજે કે બીજાં પાંચ વરષ નહી જશે કે તુંજ આ તારી નવી મુર્ખાયથી પસ્તાશે."

"તેનો હવે જોવાનું રહ્યુંછ." લીમજી હસ્યો, "પણ માયજી, હું એમ પુછું કે તમારાં ધ્યાનમાં કોઇ સારી ખુશમીઝાઝી છોકરીછે?"

"હા, બચુની ભત્રીજી છે તે સારી છે."

ઠીક ત્યારે તેને બોલાવશો !" નાજાંમાયે હાંક મારી, ઘટતા હુકમો આપ્યા. તેવને ગઇ રાત પછીથા તે બચ્ચાંને જોયું હતું નહી. તે ખુચી હાલ તુરતતો બચુના ઓરડામાં હતી, 'આ મહેલની જીંદગી તે ગરીબ બચ્ચાંને રૂચતી જણાતી નહી તે આસરનાર ડચકાં ખાઇ

બોલતી. " બાવાજી કહાં છે, મને બાવાજી પાસ લઇ જાવો " બસ આંયજ તેની મુખ્ય ફર્યાદ હતી અને લીમજી તેને કદીબી પાધરો જવાબ આપી શકતો નહી.

" મારા બાવાજી કહાં છે ? "

" તુ તેવણુને કોઇ દહારો જોશે દીકરા. " લીમજી તેણીને પટાવીને કેહતો.

" કહારે ? આજે ? " તેણીએ પુછયું.

" નહી દીકરી આજે નહી, તેવનતો લાંબી મુશાફરીએ ગયા-છ, કોઇ દહારો આપરેબી ત્યાં જઇશું, ત્યારે તુ તેવનને જોશે. "

" ચાલો આપરે ત્યાં આજેજ જઇયે. "

" નહી, આંજે નહી જવાય. " લીમજીએ લાચારીથી કહ્યું.

" નહી બસ આજેજ. ઓ મારા બાવાજી, અંહ ! અંહ ! અંહ !', અને તે નીરદોષ ભુલકું, લીમજીના ખોળાપરથી ઉતરી દર-વાજા તરફ નહાઠું.

લીમજીએ પાછલથી તેણીને ઉચકી લીધી. પોતાની ચલકતી કાલી આંખો લીમજીશેઠ તરફ ઉંચકી તેણીએ ખેચતાણુ કરતાં પાછું કાકલુદીથી કહ્યું " હું મારા બાવાજી પાસ જવા માંગુંછ. "

એક પા કલાક સુધી લીમજીએ તેને સમજાવી, તેટલાં તેણી કંઇક સાંત થવા પામી. લીમજી શેઠ તેને ગમવા લાયક લાગ્યા હોય તેમ તેણી હવે તેવનના ખોળા ઉપર બેસી પોતાની તારા જેવી ચ-લકતી આંખોએ તેના ચહેરા ગમ ટીકવા માંડયું.

" તારૂં નામ શું દીકરા ? "

" મારૂં નામ ખોરશેદ. "

" ખોરશેદ, કેવું સુંદર નામ. "

" હા મારા બાવાજી કહેતા હતા કે હું તેવનનો રોશણુ ખોરશેદ હતી. " તે નહાની બુચી અજબ જેવાં ડાપણથી બોલી.

" તું મારો રોશણ ખોરશેદ થશે ? તું મારાં આંય મોટાં ઘેરમાં રહી, મારી સાથે બાગમાં ને બોટમાં ફરવા આવશે ? " લીમજીએ સમજાવી.

તે નહાની ભુલકીએ લીમજીનાં ખોળા ઉપર ઉભી થઈ ટીંગાઇને બારીની બહાર જોયું. સાંમેનો બોહોળો રૂપેરી દર્યાવ સુગંધી ઝાડપાનની મીઠી લીલા, અને મોટા ભુરા ટેકડાઓ તરફ પોતાની ચાલાક ચશમ પલકારામાં ફેરવી લઇ તેણી લીમજીશેઠ ગમ જોઇ બોલી " નહી, હું તમારી સાથે નહી રેહવાની હું તો મારા બાવાનીજ સાથ રેહવશ. "

આ બાલકીની ચીવટ વફાદારી ઉપર લીમજીએ સંતોષની હાય મારી તેને ઘણી સાંતીથી ખોરશેદને સમજાવ્યું કે તેણીનાં પીતાની મુશાફરીનો કશો છેડો નહતો. વરષો સુધી તેઓનો મેલાપ બનવા જોગ નહતો અને તે બધો વખત તેણી લીમજીશેઠને હસ્તક રહેનાર હતી.

" હવે હું તુંને ગમુંછ કે ? " લીમજીએ તેને ગળે લગાડી પુછયું, આ પછી બુચી ખોરશેદે ઘણી ઝેહમતથી પોતાનાં ડચકાં અટકાવ્યાં, ગોયા તેણીએબી લીમજીશેઠ માફક કંઈ મજબુત ઠરાવ કીધો હોય તેમ હવે તેણી શાંત થઈ. બાગમાં ઉતરી તે શેઠીઆએ પોતાની પાલકને બોટમાં સેહલ કરાવી અને જયારે તેઓ કારટલમાં પાછાં ફર્યાં ત્યારે તે બાલકીના ફીકા ગાલપર સેહજ સુરખી આ-

વેલી જણાઈ.

તેજ બપોરે કારભારણ બચુની ભત્રીજી નજી લીમજીશેઠને મ-લી. તેણીનો હસ્નો ચેહરો શેઠને તુરત પસંદ પર્યો, એટલે ખોરશેદની સંભાલ માટે નજીબાઈ નક્કી થયાં.

લીમજીશેઠે હોકમ કીધો કે આજથી તેની પાલક બેટીને ઘર-માં બધાંએ ખોરશેદ બાનુને નામે બોલાવવી, તેવને બચુની મદદથી ખોરશેદ માટે બે ઓરડા તૈયાર કરાવ્યા અને તે નાજાંગાયના ઓર-ડાથી બનતાં સુધી દુર રાખ્યા હતા. લીમજીશેઠે નજીને તરેહવાર હોકમ આપ્યા પોતાની પાલકને કેવો ખોરાક આપવો કેમ રાખવી, કેવાં કપડાં પેહેડાવવાં વગેરે—

"આજે બપોરે તું કપડાંની ખરીદી માટે મોતી કલ્યાણને ત્યાં જજે" શેઠે ગજવાંમાંથી નોટોના ટુકડા કહાડી આપતાં કહ્યું "અને મારી બુચીને લાયકના સરસ ફ્રોક ખરીદી લાવજે, બનતાં સુધી ખો-રશેદબાનુને ખુલ્લા બ્લુ અને ગોલાબી કે બદામી ફ્રૉક પહેરાવજે."

બચું જેણી પછવારેજ ઉભી હતી તેણી અહીં વચ્ચે પુરાઇ.

"પણ મકુંજે શેઠજી, આંય બીચારાં છીંટનાં કુરતાંપર ઉપરેલાં બચ્ચાંને કલ્યાણ મોતીને ત્યાંનાં મોત્રા મદમ લોક જેવા ફરાક કંઇ છાજે!"

"આ છીંટ કે ખાદીવાલાં કુરતાંનું બચ્ચું આજ પછીથી "પારખ કાસ્ટલ" ના શેઠની બેટી છે, સમજી, મારા હોકમ પ્રમાણે કરજે." લીમજીએ કરડાઇથી કહ્યું.

"વારૂ રે મઈ, મારી કહાં ના છે, પણ શેઠજી બદામીને ગોલા-બીતો જલદી મેલો થઈ જશે, તેનાં થાને કંઇ મેલખાઉ બદ્ રંગ

કે ઘેરા લીલો—'

લીમજીએ કંટાળીને ભવાં ચહડાવ્યાં. " એને ક્રીમ રંગનો આજે ડ્રેસ પેહડાવજે અને ઇંગ્રેજોના બચ્ચાં પેહરેછ તેવા રંગીન પટાબી બાંધજે. મારી હાજરીમાં એને એક પોપટી જેવી બનાવી લાવજે." અને લીમજીશેઠે બચુના હાથમાં સોની નોટ મુકી " શેઠાણીનો ખાસ દુકાનેજ જજે."

" વારૂજી. " અને બ્હાર નીકલી બચ્ચુએ દાંત કહાડવા માંડયા. "ઓવાય જોયાં કોટક, શેઠનું તો દહારે દહારે છેકજ જતું જાએછ, મુવું ઉધારપગ્યું પીબીતલાવ્યું દુકતું તે મદમ લોકના ફ્રાકમા તે કેવું લાગશે. ઓજીયાં જુની આંખે નવાં કોટક જોવાં પરેછ."

---

# પ્રકરણ પાંચમું.

તે દીવસે ફ્રણુ લશકરીની લાસ ઉપર જુરી ભરાઇ ત્યારે લીમજીશેઠ હાજર હતા. તે મોટાં મકાનમાંથી દરેક જાન સલામત રહેવા પામ્યા હતા, જ્યારે માત્ર એજ પીલતન સખ્સે પોતાની બેટીને બચાવવા જતાં પોતાનો કાજગરો જાન ખોહયો હતો. ફ્રણુની આગલી જીંદગીની શાહદત આપનારૂં કોઇ હતું નહીં. મરનારને એક પાડોસી દાખલ ત્યાં ઓલખનારાં અને ચાહનારાં ઘણાં હતાં, પણ તેઓને તેની આગલી પાછલીની કશી ખબર નહોતી, લીમજીશેઠે મરનારની ન્હાની બુચીને પાલક કરી લીધી હતી એ વાત પાઘડીવાલાની ચાહલી વારાંઓએ જાણીને ઘણાં ખુશી થયાં. લીમજીશેઠને ખર્ચે છેલ્લે ફ્રણુને સેવટની આસ-

મધાહે પોંહચાડવામાં આવ્યો જે પાયદસ્તમાં ખુદ પારખ કારટલના માલેકે ભાગ લીધો.

વખત વહેતો ગયો. ન્હાની ખોરશેદે પોતાના પીતા માટેના સવાલો હવે કંઇક પડતા નાખ્યા હતા. તેણી લીમજીશેઠની હાજરીમાં ઘણી સુખી દેખાતી, તેણી લાયબ્રેરીમાં બેસી રહી રંગીન ચીત્રોની ચોપડીઓ ઉઠલાવતી, અને તેણીનો ધર્મપીતા પોતાનાં વાંચણુમાંથા તેણી ઉપર ખુશાલીથી જોતો.

નજીની માવજત હેઠળ તેણી ઠીક ઉધરતી હતી, પણ આ કુમલાં ભેજાંમાંથી એકજ વાત ખસતી નહતી. ગમે એવી ખુશ ખુશાલીમાં એકાએક તેણીનાં ચેહરા ઉપર વાદલ ચહડી આવતું તેણીની ચલકતી આંખોમાંથી આજું ખરી પડતાં અને તેણી લીમજીશેઠના ગુઠણુ ઉપર હાથ મેળી પુછતી.

"શું બાવાજી પાછા નહી આવવાના ?" અને લીમજી દુખથી ચોંકતો. ખરી વાત "મોહત" તે આ બાલક શું સમજે ?

પણ તેની સાધારણુ બચ્ચાંઓ કરતાં ઘણી ઠાવકી અને ચબાક હતી. તેણી તરેહવાર જીગ્નાસુ સવાલ પુછતી, "પેલું કાંય ?" અને "આ કેમ ?" એ દરેક બાબત ઉપર તેણીના સવાલ હતા. લીમજી જે એક વિદ્વાન જેવો પુસ્તકોનો ઉંડો અભ્યાસી હતો, તે બાજે વખત પોતાના માનીતા ટેનીસન કે શેરીડનને બાજુ મેળી આ બાળકનાં આતુર ભેજાંમાથી ઉપજતા વીચારોને સવાલોનો ખુલાસો આપતો.

હજુ લશકરીએ પોતાની બાલકીને જે થોરૂં ઘણું શીખવ્યું હતુ તેણીની કુમળી વય તરફ જોતાં ઘણુંજ હતું મરનારે તેણીને ઘરાન

અને ત્યાંના વતનીઓ માટે શીખવ્યું હતું જેથી તેણી ઘણું જાણતી અને લીમજી તેણીની સમજ શકતી ઉપર હેરત રેહતો.

એ મીસાલ ફુઈની ન્હાની પુચી ખોરશેદ એક મહીનો પારખ કાસ્ટલમાં રહી પણ તેણીએ એકબી દીવસ નાજાંમાયને દીઠાં હતાં નહી. શેઠાણીનો વીચાર હોમજીને કેમબ્રીજની યુનીવરસીટીમાં મોકલવાનો હતો અને તે માટે તેવન હોમીને લઇ લંડન સીધાર્યાં હતાં. મરહુમ લવજીશેઠની હૈયાતીમાં નાજાંમાય બેવાર વેલાતની સફરે જઈ આવ્યાં હતાં એટલે આ ત્રીજીવાર તેવનને કોઈ સાથીની અગત્ય નહતી.

પોતાના લાડકા દીકરાને લંડનમાં ઠર પાડયા પછી તેનાથી છુટું પડતાં શેઠાણીને બહુજ ભારી લાગ્યું તેણીએ હોમજી સાથ ભવિષ્યની વાતો ચલાવી.

"જોની દીકરા! શેઠયા બાપના વડાબેટાઓનાં નસીબ હમેશાં પૂંજેલાં હોયછે." નાજાંમાય બોલ્યાં "જ્યારે ન્હાના દીકરાઓએ પોતાનાં ભેજાંના બળથી નામના મેળવવી જોઇએ. બેટા તું એક ચીતે શીખજે, અને યુનીવરસીટીમાંથી નામના મેળવી રાજદવારી સવાલોમાં આગેવાન ભાગ લેજે. મારી મુખ્ય હોંસ તુંને પાર્લામેંટનો મેમ્બર થએલો જોવાની છે તું તારાં નસીબનો કારીગર બનજે."

"માયજી." હોમજી પોતાનાં માતાની લગોલગ આવી ધીમેથી બોલ્યો. "મને એટલી બધી ફકર જંજાલ કે મહેનત કરવાની શું અગત છે? ઘણાંકો કેહછે કે હું ટુંક વખતમાં "પારખ કાસ્ટલ" નો શેઠ થવા પામશ. બીચારા લીમજીની તબીયતનું કહાં ઠેકાણુંછે, અને ઓ લાંબો વખત ટકે એમ લાગતું નથી."

નાજાંમાયના હોઠો ફીક્કા મારી ગયા. "જે કોઇએ તુને પારખ

કાસ્ટલનો શેઠ થવાની આધાડી આપી હશે તે તારો દુષ્મન છે" તેની ઠાવકી બાહોશ માએ કરડા અવાજે કહ્યું "યાદ રાખજે હોમજી, સીવીલ સરજ્યન ડાકટર હોરમજશાહે આપરા લીમજીને કહ્યું છે કે એ ઘણી મોટી ઉમર ભોગવશે."

"હું એ સમજીને ઘણો ખુશી છું." પેલો ખુબસુરત છોકરો ભોળાઇમાં બોલી ઉઠયો મારો લીમ ઘણો કદરદાન ભાઇ છે પણ માયજી, હું જરૂરજ કેમબ્રીજમાં નામનાં મેળવીશ. અરે તમારા હોમજીને તો પારસીઓમાં પહેલો સીનોયર રેંગલર થતા ગમેછ, કેમ ખુશી થયા કેની મમા ?"

આ તેઓની છેલ્લી મુલાકાત હતી. પોતાના ખુબસુરત વ્હાલા બેટાને ભેટતાં, આ માતાની આંખોમાં જુદાઇ કરતાં નાસીપાસીનાં આંસુઓ વધારે હતાં.

ડાકટર હોરમજશાહનાં મતથી તેવણની આશાઓ ધુર મલી ગઇ, તેવણુ જાણતાં કે આવા વીચારો પાપી હતા પણ એક માતાનો પ્યાર સદા એકસપેટો હોયછે. તેવણુ હોમજીને છોડી હિંદુસ્તાન પાછાં ફર્યાં, પણ ત્યાં ન્હાની ખોરશેદ સાથે પાટલો કેમ ફાવશે ?

---

# પ્રકરણ છઠું.

જ્યારે નાજાંમાય હીંદુસ્તાન પાછાં ફર્યાં ત્યારે એપોલો બંદર ઉપર લીમજી તેવણુને લેવા આવ્યો હતો. તેવને પોતાના સાવકા બેટામાં ઘણો ફેરફાર જોયો તેના સદા ફીક્કા ગાલ ઉપર રતાસ અને ચેહરો હસતો હતો.

"ડાકટર હોરમજશાહનું કેહતું ખરૂંજ ઠડશે" તેવન મનસે બબડયાં. "ગરીબ મારો હોગજી."

"ઓહો લીમજી, કેમ કંઈ તમેતો હવે રાતા માતા દીસોછ?"

"હા માયજી, હું બ્હારની કસરત ઘણી લેઉંછ."

"ઠીક ત્યારે તો બ્હારની કસરત સદા લેવાની હું તમુને બ-લામણ કરૂંછ." અને અહીં તેવન તાણી તોડી હસ્યાં, ગારીમાં આ-ખો વખત તેવન ચુપ હતાં, લીમજીની પાલક બેટી બાટે કશા સ-વાલ તેવને પુછ્યા નહી. જોકે જેમ કારટલ નજદીક આવનો તેમ તેવન ખોરશેદનો ખ્યાલ વધતોજ કરતાં. તે પોરીને ખાતરજ લીમજી બ્હાર બાગમાં વધારે ફરતો હતો દરીયાવની સેહલ કરતો હતો અને તેથીજ તે વધારે તંદરૂસ્ત અને સુખી જણાતો અને તેથી હોગજીનું નસીબ શેઠાઇથી દુર થતું હતું. નસીબ સાથે લડવા જે[illegible]ાં નાજાં-ગાય બેવકુફ તો નહતાં પણ ફજુ લશકરીની છોકરીને ધીક્કારવાનો તો તેવને મનસે પક્કો કસદ કીધો હતો.

બીજી સહવારે નાજાંગાય સાંમેનાં દરયાવની ખારી લેંહકી ચા-ખતાં ઉભાં હતાં તેટલાં તેવને દુરની ગોલાબની વાડીમાં બે આ-કાર જોયા.

લીમજી અને તેની ખુચી બંન્ને સાથે ફરતાં હતાં, ખોરશેદે સુ-ફેદ રેશમી ફ્રોક પેહડયો હતો, કમરે ખુલ્લા ગોલાબી રંગનો પટો હતો, અને હાથમાં તાજાં ફુટતાં ગોલાબની કળીઓ હતી, લીમજી તેનાં માથા ઉપર નરમીથી હાથ પસવારતો ચાલતો હતો. નાજાંમાય ગુ-સ્સાની આંખે ધીક્કાર અને ખીજવાટથી તે જોતાં ઉભાં.

"કેવું બેહુદું! એક પારકી અજાણ બીખારડી પોરી તે આ

"પારખ કાસ્ટલ" ના લીમજી શેઠની બેટી! અરે એ જરા મારી તરફ ફેરેતો હું એનું ફોઠું જોઉં."

અડધા કલાક પછી બોટમાં ફરી લીમજી અને ખોરશેદ ઘરમાં આયાં. ખોરશેદ નમ્રતાપણે દોડતી એકલા અગાસી ઉપર આવી; સામાંજ નાજાંમાય ઉભાં હતાં તેવને નજદીક આવી તે બાલકીને ખભાંમાંથી પકડી તેણીના નાજુક ચેહરા ઉપર પોતાની બારીક નજર ફેરવી.

"નહી, ખોદાનો ઉપકાર કે એનામાં ખુબસુરતી જેવું જરાબી નથી." નાજાંમાય મનસે બોલ્યાં "ફીક્કો ચલ્યાં જેટલો ચેહરો તેની ઉપર આંય આવી મોટી કાલી આંખનો ઘુવડના ચેહરાનો ખ્યાલ આપેછ, ખયેર! ચાલતે દહાડે એ ખુબસુરત નીકલે તેવું તો નથી લાગતું પણ ઓ માય એની આંખ!"

અને ખરેખર નાજાંમાય પણ તે આંખ જોઈ હેરત રહ્યાં. તે બાલકના ચેહરા ઉપર એક વિઘ્વાંનની આંખો હતી, નાજાંમાય ઉપલું અદેખાઇના આવેશમાં બોલ્યાં ખરાં પણ તેવનને દીલસે એટલું તો કબુલતાની ફરજજ પડી કે કુલ દુન્યાંની ખુબસુરતીને ટક્કર મારે તેની તે રોશણ ઝમકતી સીતારા જેની ચશમો હતી.

"તારૂં નામ શુંરે?" તેવને કરડાઇથી પુછ્યું.

"ખોરશેદ" તેણીએ સાંતીથી ઉપર જોતાં કહ્યું. નાજાંમાયના શેઠાઇના તોરવંતા દેખાવ કે તેવનનાં બતાંના ચીલ્લાની ગોયા તે બાલકને કશી તુંબા નહતી.

"ખોરશેદ?" શેઠાણી ઠઠાથી હસ્યાં. "લીમજી શેઠે તુને એ નામ આપ્યું કે?"

"નહી મારા બાવાજી મને ખોરશેદ કેહતા હતા તમે જાણોછ તેવન કહાં છે?" તે બુચીએ અચબુચ નરમીશ પુછયું.

નાજાંમાય જવાબ આપવાની અણી ઉપર હતાં તેટલાં નજદીકમાંથી લીમજી શેઠ આવીને ઉભા. "ઓહો તમે મારી ખોરશેદ સાથે વાતે ઉભાંછ." તેવને ખુશ મીઝાજે કહયું "જોઇ નજીની સંભાલ હેઠળ એ કેવી મજાની ઉધરીછ."

"નજીએ જોઇએ તે કરતાં વધારે એનો ભપકો કીધોછ." નાજાંમાય તે રેશમી ફ્રોક તરફ તીરસ્કારથી જોઈ બોલ્યાં.

"ઓ એને તો હું મારી પરી બનાવવા માંગુછ. ચાલ દોર દીકરા, નાસ્તો લેવા જા અને પછી બપોરે મારી આગળ શીખવાની વખતે આવજે." લીમજીએ વાંકો વલી વ્હાલથી તે ભૂલકીને કીસ લીધી કે તે બચ્ચું દોડયું.

લીમજીના વીચારો પાછા ફેરવવા એ સાંમા દર્યાવનાં પાણીને પાછા હટાડવાં જેટલું મુશકેલ હતું તે નાજાંમાય જાણતાં હતાં.

લીમજીના શીક્ષક એક બુઝરગ પારસી હતા, તેને લીમજી ઉમરમાં આવ્યા પછીથી નાજાંમાય રૂખસદ આપવા માંગતાં હતાં કારણ તે બુઢા મહસ્થની અસલ ચીબ્બટાઇ અને શીક્ષસુરી તેવનને રૂચતી હતી નહીં. પણ લીમજીએ પોતાના ઉસ્તાદ વીકાજી વિદ્વાનને પોતાને મકાનેજ રાખ્યા અને એ હજારનું તેવનતું વર્ષાણુ પણ ચાલુજ રહ્યું. ત્યારથી નાજાંમાયને પોતાના સાવકા બેટાના દૃઢ વિચારોનો અનુભવ મળ્યો હતો, તે વખતે લીમજીએ પોતાની મા સાથ તકરાર કીધી હતી કે "આસ ઉસ્તાદ વીકાજી મારી સાથે મારી જીંદગી તુલીક રહેશે, એવને પોતાની આખી જવાની પારખ-કારટલમાં કહાડીછ,

તો બુઢાપો પણ અહીંજ ખલાસ કરશે." અને ત્યારથીજ વીકાજી વિદ્વાન "પારખ કાસ્ટલ" માંજ ઠરીઠામ થયા હતા. તે ઉસનાદણી ચોપડીનો કીડો હતો આખો દીવસ લખતાં અને વાંચતાં તેવનનાં ખભાં વાંકાવળી જવાથી તેવન વગર ખુંધે ખુંધા હતા. તેવન બીચારા એકમાર્ગી હતા વનસપતિ વિદ્યાના તેવન ખાં હતા, અને એરીસટોટલનો પોઠો બગલમાં મારી તેવન ઝાડના છાંયામાં બેઠા બેઠા તરેહવાર રસાયણી પ્રયોગો ઉપર ભેજું અને કલમ કસતા. વનસપતિ વિદ્યાની શોધવાળું તેવને એક પુસ્તક રચ્યું હતું પણ તે છપાવવાની તેવનની હીંમત થતી નહીં. તેવનનાં વલતાં પાણી થયાં તે વખતે એકદમ આટલું નામાંકિત પુસ્તક બ્હાર પાડી હો હા કરી મુકી નામના મેળવવી એ તેવનની સાંત તંદુરસ્તીને માફક આવતું નહી થઇ પડશે એવી તેમને ફકર હતી! તેવા માનપાનના ભારથી દબાઇ જઇ નહી હતા વહેલા ગરી જાય એવી તેમને ધાસ્તી હતી! તેથી તેવને તે પોતાનું મહાભારત પુસ્તક મેળી છાંડયું હતું કે મુવાબાદ પોતાનું નામ તો જગજાહેર થશે! ખુદ એરીસટોટલની સંફમાંજ તેવનનું નામ વપડાશે!! અને તે ઉપરથી તો તેવનના ઓલખીતાઓએ તેવનને વીકાજી વિદ્વાનનું નામ આપ્યું હતું.

તેવન "પારખ કાસ્ટલ" માં પોતાના ઓરડા તરફજ બસ એકલા રેહતા.

મગરૂર શેઠાંણી નાજાંમાય સનમુખ તેવન કદી દેખાવ દેતા નહી, કોઇવાર જયારે કોઇ કેળવાયલા ગ્રહસ્થો નાજાંમાયની ટેબલે ખાણું લેવા આવ્યા હોય ત્યારે શેઠાંણી ખાસ ઇજન કરી વીકાજીને ટેબલપર બોલાવતાં અને આજે હવે તેવને તેજ બુઝર્ગ ગ્રહસ્થની સલાહ લેવા

ધારી, લીમજીનો વીચાર પેલાં પારકાં બાલક તરફથી ફેરવવા માટે તેવને વીકાજીને પોતાની પક્ષમાં લેવાને વાજબી વીચાર્યું. નાજાંમાય તુરત તે ફીલસુફના ઓરડા તરફ ગયાં વીકાજી પોતાના હાથમાં એરીસટોટલનો પોઠો લઈ કપાલે કરચલી ચહડાવી હોઠે આંગલી ટેકવી ધીમે કદમે અગાસી ઉપર હેરીયું લેતા હતા ત્યાં નાજાંમાય આવી ચહડયાં.

"ઓહો માસ્ટર, મેં છેલ્લાં તમને જોયા તે કરતાં તો તમે ઘણા તંદરોસ્ત દેખાવોછો." નાજાંમાયે વાતની શરૂઆત કીધી.

"હાજી, બાઇસાહેબ તમારી મેહરબાનીથી સેવક હાલમાં બાગબગીચામાં લટાર ઝાઝી મારેછ, હું ને મારો એરીસટોટલનો પોઠો, અને લીમજી શેઠને તેવણુની—"

"પેલી ન્હાની અભણ દુકતી." નાજાંમાય વચ્ચે બોલી ઉઠયાં.

"બાઇ સાહેબ મારા એરીસટોટલના કસમથી કહુંછ કે એ બુચી અસાધારણ ચંચલ છે, અભણ શું એ તો અક્કલ હુશીયારીમાં ભલા સોક્રેટીસને બાજુ બેસાડશે. મારો એરીસટોટલ મશલ આપી ગયોછ કે—"

"હોસે તે છોકરી લુચ્ચી પક્કી હોસે બચ્ચાંમાં જે લુચ્ચાઇ હોય તે ચાલાકી લાગે, અને ચાલને દહાડે એજ પકકાઇ આપણુ સર્વેને ભારી પડશે માટે વીકાજીભાઇ તમે લીમજીને સમજાવો તમારૂં ચલણ એની ઉપર ઘણું છે લીમજી કેહછ કે તમારો વણુસપતિ વિ-ઘાનો પોઠો આખાં હિંદુસ્થાનને ઉપ્યોગી થઇ પડી વખણાશે."

હાવકા વીકાજી બાઇ સાહેબની મુખ્ય મતલબ પામી જઇ મુછમાં હસ્યા. બાઇએ ચલાવ્યું "લીમજીતો ભોળો છે એના એક ફેસાદયાની દીકરી કરી લેતાં એ કેવી નામોસી ખેંચો લેછ તેનો એને કંઇ ખ્યાલ નથી, ચાલને દહારે સૌ કોઇ પોતાની જાતપર જવાનાં એવી પો-

તાના બાપ જેવી લટખટ નીકળવાની, અને પછી તે "પારખ ખાનદાન" માટે ઓછું એબ લગાડનારૂં થઇ પડશે?"

"બાઇ સાહેબ આ દુન્યામાં મને ખોદા પછીથી બીજું કેળવણી માટે માનછે, અને હું ખાત્રીથી કહી શકુંછ કે કેળવણીથી આ બુચો "પારખ ખાનદાનનું" નામ દીપાવશે. વળી બીચારા એકાંત લીમજીને કેટલું સુખ છે. નહીં, બાઇજી, એ બચ્ચાંનાં પાછલાં પરીણામ માટે તમોએ અફસોસ કરવાની કશી અગત્ય નથી."

નાજાંમાયે જોયું કે એ પાણીએ કંઇ તેવણના વાલ ચરે નહી એટલે તેવણે બ્હાણાં કહાડયાં. "મનેતો આજે ઘણાં જનને મલવા જવું છે ચાલો ત્યારે જને, સાહેબજી" અને નાજાંમાયે મરડાટમાં હોઠ કરડી ત્યાંથી ચાલતી પકડી.

બાલક ખોરશેદ આ બે વિદ્વાનોને હાથે કેવી કેળવણી લેતી હતી તેનો વીચાર કરવો સેહલ છે, તેણીનાં ન્હાનાં કુમલાં ભેજાગાં અસલ વિદ્વાનોની શીક્ષસુધી બચપણથી ભરવામાં આવતી, અને સાગટી રીતે તેણી એકથી અનેક ભાષાઓ શીખતી, લીમજી શેઠ કલાકો સુધી પોતાની ખોરશેદને લઇ લાયબેરીમાં બેસતા અને તે ન્હાની છોડી અજબ ઉલટથી શીખતી, તેણીએ ગુજરાતીની સાથેજ ઇંગ્રેજીની વાંચવા માંડયું ને હવે ફારસી અક્ષરો ઉકેલવા માંડયા. તેણીનામાં બધા ખુદરતી ચંચળ ગુણો હતા અને એક બાલકની ઉગરમાં તે વિદ્વાનની સમજ શક્તી ધરાવતી. કોઇ વાર લીમજી તેણીની આગલ પોતાની ઇરાનની મુસાફરીનો હેવાલ કેહતો અને તે કુદરતી રચનાના દીલજીત ખ્યાલો મેળવી તેણી કાગલ ઉપર તેના ચીતારો દોરતી. નહી જોયલાં બુલંદ પહાડો, બીયાબાંન જંગલો, અને ભયાનક

ગીચ ઝાડીના દેખાવો તેણી આબેહુબ પોતાનાં ભેજામાંથી ચીત્રી કહાડતી. વીકાજી વિદ્વાન તે જોઇને હરખાઇ હરખાઇ જતા, લીમજીને મનસેતો તેની કડવી એકલવાઈ હાલતમાં તે બાલક ખરેખર તેનો રોશણુ ખોરશેદજ હતો.

લીમજી શેઠ તેણી નજદીક યુરોપના જગ આશકાર કવીઓ, મ્હાન ફીલસુફો કાબેલ ચીતારાઓ, અને બાહોસ લેખકોનું બ્યાંન કરતા અને તેણી તે સઘલું ગંભીરાઇ અને સાંતીથી સાંભલી લઇ રસ સાથ બીજા સવાલો પુછતી. આ મુજબ આપણી વાર્તાની નાયક બાનુનાં કુમલાં ભેજામાં વિદૂતાનાં બી રોપાયાં જતાં હતાં જે ઉપર ફૂળ હવે પછીથી આવનાર હતાં.

વિકાજી વિદૂાન સહવારનાં બે કલાક ખોરશેદને ઇંગ્રેજી અને ફારસી શીખવતા હતા, ગુજરાતી તેણીએ પુરૂં કર્યું હતું અને બાકીનો વખત તેણી લીમજી શેઠની જોડે બધા ફીલસુફોના પોદા ઉકલાવવામાં કહાડતી, આવી રીતે ખુચી ખોરશેદ હવે બાર વરસની ઉધરતી ઉમરમાં આવી હતી.

આ બધો વખત તેણીનો મેલાપ નાજાંમાય સાથે બનતાં લગી થયો હતો નહી. શેઠાંણી નજલાના દરદથી પીડાતાં હોવાથી મ્હાબ્લેશ્વર માથેરાંન, ખંડાળા જેવાં પાહડી હવાવાલાં મઠકો ગમ ફર્યા કરતાં. હોમજી કેમબ્રીજની પરીક્ષા પાસ કર્યા બાદ એકવાર પોતાની માતાને હિંદુસ્થાન મલવા આવ્યો હતો, અને ત્યારે બંને બાઇઓ લાંબી મુદતે મલ્યા હતા. લીમજી પોતાની વીશાલ લાયબ્રેરીમાં પોતાની પાલક સાથ ખુશખુશાલ જીંદગી ભોગવતો હતો એ જોઇ લેવાને હોમજીને સેહલ હતું.

અને આવી રીતે ફૂળુ લશકરીની ખુચી તખામ સુખ ચેન અને

ઝાહોઝલાલીમાં ઉછરતી જતી. તેણી ન્હાની હતી પણ પોતાની સ્યાલગ્રેહનો દીવસ તેણીને બરાબર યાદ હતો. "ખોરદાદશાલને દહારે મને પાંચમું વરષ બેઠું હતું." તેણીએ વરષોની વાત ઉપર લીગજી શેઠને કહ્યું હતું, અને તે પ્રમાણેની ગણત્રીએ આજે ખોરશેદે બાર વરષની ઉમર પુરી કીધી હતી.

એક દીવસ લીગજી શેઠે ધીરેથી નરમીથી ખોરશેદને તેણીના બાપને લગતું પૂછયું. અને તેણીએ આંખોમાં ઝલઝલયાં સાથ કંઇ બાગો તુટો હેવાલ કહ્યો. "મારા બાવાજી કહેતાતા કે હું મોટાં આલીશાન મકાનમાં જન્મી હતી, પણ તે અહીંથી ઘણું ઘણુંજ દુર છે મારાં માયજી ઘણાંજ ખુબસુરત હતાં અને તેવણને મોટી દોલત મળી જોઈતી હતી, પણ દુન્યાગમાં કોઇ મમાત્રાઓ કસાઈની છાતીના હોયછ." આ ચોકસ શબ્દોએ તેણીનાં ગગજ ઉપર જબરો છાપ બેસાડયો હતો, પણ લીગજીને તેની કશી સમજ પડી નહી.

ફળુ લશકરીનાં બલી ગએલાં મકાંનમાંથી એક ન્હાના દાગરા સીવાય બીજી કશીગી ગત્તા મલી હતી નહી જે ઉપર ફળુનું નામ હતું. તેના પાડોસીઓએ તે દાબડો લીમજી શેઠને પોંહચતો કીધો હતો, પણ તેમાંથી તેનાં ખાનદાનની બાતમી મલે એવું કશું હતું નહી. સીવાય કે થોડાંક પારકી ઝુબાનમાં લખાયલાં બલી ગએલાં કાગલ્યાં અને એક સબી. તે સબી એક લાલ ચેહેરેના કદાવર તનના ફેંટાવાલા શહસ્થની હતી, તેનો ચેહરો કરડો અને આંખો બાજ પક્ષીનાં જેવી તીણી હતી, લીગજીએ પોતાની બુચીને તે સબી માટે પુછયું. તેણીએ સાંમો નજરવસ સવાલ કર્યો "એવણ કોણ ? આટલા ગુસ્સાથી આપણી તરફ કાંય જોએછ?" એ મુજબ ખોરશેદનાં ખાનદાન માટે વધુ કશી

બાતમી મેલવવી મુશકેલ માની લીમજી શેઠે તે દાબડો બંધ કરી ઉ-
પર "ખોરશેદની મત્તા તેણીના બાપતરફની" કરી લખી પોતાની
તોજોરીમાં હાવો મેલ્યો.

# પ્રકરણ સાતમું.

આજે ખોરદાદશાળનો પવીત્ર રોઝ હતો, ખોરશેદને આજે બાર
પુરાં થઇ તેરમું વર્ષ બેઠું હતું. અરે! તે યાદગાર વર્ષ જે બામદાદમાં
ખાસ ખુશખુશી ભર્યું, તેજ અફસોસ કે સાંજ પડતાં મ્હા ગાહેતમ-
કારક નીવડયું હતું.

નાજાંગાયતો પુણાંગાં સીઝન ગુજારતાં હતાં. બંડ રોડ ઉપરનો
તેવણનો ખાસ ખાનગી બંગલો "હોમી હોલ" પનેતીનું ટાંકણું
હોવાથી મેહમાનોથી ગાજી રહયોછે. હોમજી પણ માની સાથેજ હતો.
આ ૭ વરષના અરસામાં હોમીએ ૭ મહીના પણ "પારખ કાસ્ટલ"
માં કહાડયા હતા નહી અને ૭ બોલ પણ ખોરશેદ સાથે વાત કીધી
હતી નહી, તે નિરદોષ છોકરી તરફ તે પોતાની મા મીસાલજ સખ્ત હતો.

લીમજી અને તેની પાલક આજે જબરી ખુશીમાં હતાં, વી-
કાજી માસટરે બરી બામદાદમાં ઉઠી પોતાના માનીતા એરીસટોટ-
લના પોઠાને આજે સગનવંતે દીવસે કંકુનો ટીલો કીધો હતો! આહ!
ખોરદાદશાળ જેવા મુબારક મોતેબર રોઝ થોડાજ હોયછે. આજે મ્હાન
પયગમબર અશો ઝરથોસ્ત સાહેબનો પવીત્ર જન્મ થયો હતો; આજે
ફ્રેતેહમંદ ફ્રીદુને ઇરાનવેજનું નામીચું તાજ પોતાને માથે મેલી જુલમ-
ગાર જુહાકને દમાવંદનાં કુવામાં કેદ કર્યો હતો, આજમા નેક રોજે ક્યાની

ટોળાનો પાકજાદ કયખુશરો બાદશાહ ગાદીએ આવ્યો હતો, અને તેથી એ ઝેહાન આશકાર પવીત્ર રેકે હરખાઇને વીકાજીએ પોતાના પોઠાને કંકુનો ટીલો કીધો હતો. એવોળી એક દહાડો આવશે જયારે વિકાજી લેખકનો જાહેર ડંકો વાગશે. ભલા ભલાઓ તેવણુની મુલાકાતમાં માન સમજશે; વગેરેના ખ્યાલો તે ખુદાજીનાં મગજમાં આજ પાછા જોશમાં ઉભરી નીકલ્યા હતા કહોકે પોતાની કેતાબ માટે આ ગ્રહસ્થ અડધા ઘેલા બની ગયા હતા.

ખોરશેદની આજની સ્યાલગ્રેહ ઘણી ધામધુમથી ઉગારવાની લીમજીશેઠે નક્કી કીધી હતી. સાંજે પારખ કાસ્ટલમાં ખાણું હતું અને બપોરે ન્હાનાં બચ્ચાંઓની પાર્ટી હતી.

"પારખ કાસ્ટલ"માં નાસ્તાનો વખત નવ વાગ્યાનો હતો આજે ટેબલ વિશેશ વાણાંઓથી લચલચ થતી હતી. સુગંધી ફુલ અને લીલાં પાંતરાઓથી ટેબલને ખુશનુમાં સીંગાર આપવામાં આવ્યો હતો. સેવ, દહી, મછી, મીઠાઇ, કેક. શરબત અને તરેહવાર ફ્રીફ્ળાદીના ત્યાં સગન જણાતા હતા. ખોરશેદની નજર પોતાની પ્લેટમાના દુધ જેવા નાપકીનની ઘડી ઉપર મુકેલાં એક સુંદર બનાવટના સાંકલી સાથનાં ઘડીયાલ ઉપર પડી કે તેણી ખુશાલીથી ઉઠી ઉભી થઇ. "ઓ કેવું સુંદર ઘડીયાલ એ કોણનું છે ?"

"તારૂં છે દીકરા એની પાછલ તારૂં નામ મેં કોત્રાવ્યું છ" લીમજીએ હેતથી કહ્યું "મારૂં, પોતાનું ઓ તમે કેવા ભલા છેવો મને કંઇને કંઇ હમેશ આપાત્રોછ, વાહ એક જવાન બાનુ માફક મને ઘડીયાળ પેહડવાને મલ્યું, કેવું હેશાંન તમારૂં." ખોરશેદ ખુશાલી અને ઉપકારથી લીમજી શેઠને ગળે વીટલાઇ વહાલથી બોલી.

"હું એને ઘણું ઘણુંજ સંભાલીને રાખશ." અને અહીં તેણીએ તે ઘડીઆલની અંદરનો નીચલો લેખ વાંચ્યો, "દીકરી ખોરશેદને તેણીના ધર્મપીતા તરફથી, ખોરદાદશાળ ૧૮૯૧."

આ વાંચતાં તેણીના હરખનો પાર રહ્યો નહીં.

નાસ્તા પછી તેઓ લાંબી ડ્રાઇવે જનાર હતાં. વરલીના પાણથી છેક સાંટાક્રુઝ તુલીક તેઓ પોતાની ગાડીમાંજ ફરી આવનાર હતાં. ભીમજી શેઠે એક યુરોપ્યન કમીશ્નરનો ઘોડાની જોડી નવી તુરતનીજ ખરીદેલી હતી તે આજે પોતાની મેલ કોચમાં જોડવાનો તેવને હોકમ આપ્યો. આ ઘોડા બહુજ તુફાની ઝનુની અને ઉતાવલ્યા હતા. દેખાવે કાલા શીહા ચલકતા સુવાલી ચામડીનાં તીખા અને સડક ધમધમાવી મુકે તેવા તેજી હતા. પણ આ ઘોડાઓના વેચનારે તેઓની નીમકહલાલી માટે ઘણું ઉંચું મત આપ્યું હતું.

ખોરશેદ, પોતાનાં નવી ફેશીનના રેશમી ડ્રેસમાં સજ્જ થઇ ખુશખુશાલ પોતાના વાલીની બાજુમાં આગલી સીટ ઉપર બેઠી હતી. ભીમજી શેઠ પોતે અચ્છા હાંકનાર હતા અને તેવન પોતાની મેલકોચમાં ખોરશેદને પોતાની બાજુમાં લઇ આગલી સીટ ઉપર બેઠા હતા. અને પાછળ વીકાજી અને ઘોડાવાલો સામસામે બેઠા હતા. ગાડીએ લીલાં મેદાનોમાંથી આગલ રસ્તો કાપ્યો. ઘોડાઓ પાણીના રેલા સમાન જતા હતા જે ઉપરથી ભીમજી શેઠને લાગ્યું કે તેઓ તદ્દન તાજા હતા.

"કેવા ઉતાવલમાં અને સીધી મરોરદાર ચાલે જાયછે." ખોરશેદ વખાણથી બોલી. "એ બંન્નેનાં નામ શું રાખશો?"

એકનું નાંમ હીરા અને બીજાનું નામ માણેક. ભીમજીએ હસીને કહ્યું.

તેઓએ ત્રણએક માઇલની મુસાફરી કીધી હતી. ચોપાસ લીલાં લહેર નાલાંમાં તરતાં કમલ ફુલ, અને અણાજના હયોપુર ઉંચા લીલાં ડાંખલાઓનો દીલપસંદ દેખાવ જોતાં તેઓ આગલ વધ્યાં.

સોએકવાર દુર જવા પછી ગાડીએ ઢલાણનો રસ્તો પકડયો તેટલાં અચાનુચ સાંમેના લોખંડી પાટા ઉપરથી એક માલ ગાડી સાથનું એન્જીન જોસબંધ પોતાને ધારેલે ઠેકાણે જવા છુટયું તેના કાનના ખેહર ફાડી નાંખનારા અવાજેથી ઘોડાઓ ચોંકયા, અને લીમજી શેઠનો કાબુ લગામ ઉપર ઢીલો થઇ ગયો. ઘોડાવાલાએ પાછળથી ઉભો થઇ ઘોડાઓને થોભાવવાના રાએતાના અવાજે કર્યાં પણ ફોકટ. ઘોડાઓ તો ઘેલા હાથીની માફક તે ઢલાણ જગ્યા ઉપરથી ધસવા લાગ્યા.

"ખોદાને ખાતર મજબુત પકડીને બેસજો, ખોરશેદ."

લીમજી શેઠના હોઠો તદન ફીક્કા મારી ગયા હતા, તેવને હવે પાછલ બેઠેલાંઓને કહ્યું.

"વીકાજી, ગમે તે થાય પણ બેસી રેહજો, અરે રામા, ખોરશેદ બાનુને પાછલથી પકડી રાખ."

ખોરશેદે ગભરાટથી લીમજી શેઠનો ચેહરો જોઇ પુછયું. "શું આપણે બધાં મરી જઇશું?"

"મારી લાડકી, આપણે તે કેરદેગારના હાથમાં છૈયે." તેને જવાબ વાલ્યો, જો રસ્તો સપાટ હતે, તો લીમજી શેઠ જેવા અચ્છા કાબેલ હાંકનારના કાબુમાં ઘોડા અત્યાર સુધીતો આવી ગયા હતે પણ ઢલાણ હોવાથી ઘોડાઓનો આંખ મીચીને ધુલ મટોડામાં સરતાજ ગયા એકાએક ભયંકર મોટા અવાજ સહીત ગાડીનો પોલ તુટી

ગયો અને ઘોડાઓ પોતા સાથ ગાડીનો ભાર ઘસરતા નીચે ટુ-ટી પડીયા.

ઓ આફત !

ખોરશેદની રોશણ આંખો ઉપર અંધકારનો પરદો ફરી વલ્યો. તેની સ્થાલમેહની ભરજોર રાત્રીના શીહા અંધકારમાં પુરી થઇ.

દુન્યાઈ હસ્તીની બેફામી પછીથી ખોરશેદ એક ભયંકર સ્વપનો જોતી હાલતમાં પડી દીવસો સુધી તેણી વગર સુદ્ધીએ તરેહવાર બ-કવાકારો કરતી બીછાણે પડી રહી તેણીની સારવારમાં રાતોદીન નજી બાજુમાંજ હતી. અંતે એક દીવસ ખોરશેદ પોતાની આ લાંબી બે-ફામીમાંથી એક ડચકલું ખાઈ જાગી ઉઠી.

સાંમેની બારીએથી સૂર્યનું તેજી કીરણ તેણીના ઓરડામાં પ્ર-કાશ નાંખતું હતું. " શું આજે મારૂં વર્ષ છે ?" તેણીએ નબલા અ-વાજે પુછ્યું. " હમે સાંટાકુઝ કાંય નહી ગયાં ?" અહીં તેણીએ બી-છાણાં ઉપર ઉઠી બેસતાં પુછ્યું. "મારૂં ઘડીયાલ કહાં છે ?"

" અહીંછે જુવો આ રહ્યું " નજી તુરત ટેબલ ઉપરથી ઘડી-યાલ ઉંચકી આગળ આવી ખોરશેદે તે પોતાના દુબલા પડી ગએ-લા હાથોમાં લીધું ઘડીયાલમાં પોણુબારનો પેલોજ કમબખ્ત વખત હતો. તેણીએ તે કાન આગલ ધરી જોયું.

"આંય ઘડીયાલનો બંધ છે, એ પોણુબારે કેમ બંધ થયું ?"

નજીની આંખમાંથી ધોધબંધ આંસુ વેહવા લાગ્યાં.

" તું રડેછ કાંય નજી ?"

" નહીં બાઇ, હવે તમે પોઢરી જાવો ડાકટરનો હોકમ છે કે તમારી સાથે કોઇએ વાત નહીં કરવી. "

"હું સુવા માંગતી નથી મને તૈયાર કર, આજે મારૂં વરસ છે તે લીમજી શેઠે મારે માટે સુનેરી તાસનો ડ્રેસ તૈયાર કરાવ્યોછ તે લઇઆવ. હું શું ઉંઘઇ ગેઇતી?" ખોરશેદે પુછયું, નજીની આંખોમાંથી આ બધો વખત બેશુમાર આંસુઓ ખરતાં હતાં. "કાંય નજી તું સાંભલતી નથી? આજે મારૂં વર્ષ છે તે લીમજીશેઠ મારી વાટ જોતા હશે."

"અરેરે મારાં ખોરશેદબાનું, તમારા વર્ષને તો દશ દીવસ વીટી ગયા."

"ત્યારે હું શું સીક હતી?"

"હા, પેહલા બે દહાડાતો ઘણી ધાસ્તી રખાતીતી પણ પાયદસ્ત પછીથી તમુને તાપ ચહરીતી."

"પાયદસ્ત?" ખોરશેદ ઝપકીને બીછાણાંમાં ઉઠી બેઠી "પાયદસ્ત કોણની!"

નજીએ જોયું કે સજજડ કાચુ કપાયું. ખોરશેદનો ચેહરો ફીક્કો ચાદર જેવો મારી ગયો હતો અને કપાલ ઉપર પરસેવો ફુટી નીકલ્યો હતો.

"સુઇ જાવો ખુચીમાય તમારેથી વાત નહીં કરાય." નજી તેણીને પટાવવા લાગી, પણ તેથી તે બાલકી ઉપર અસર થઇ નહીં.

"બોલ નજી, કોઇ મરીતો નથી ગયું કેની? બીચારા બુઝર્ગ વીકાજીને કશી અલતલતો નથી આવીની?" તેણીએ સવાલ જારી રાખ્યા.

"નહીં બાઇ પણ તમે પરી ગીયાતાં અને તમુને સખત વાગ્યું."

એક તીણી ચીચયારી ભયંકર ખ્યાલની હેજતભરી દુખી કીક-

યારી તે નાજુક નાતવાન બાળાના મુખમાંથી બ્હાર પડી. આહ ! ઘ ણુંાંજ છેક તેણીને વરસના દહાડાનો પેલો ભયભીત અકસ્માત યાદ આવ્યો. તે હાડ ધ્રુજાવનાર જીવ સટોસટની ઘડી તેણીની નજર સનમુખ ત્રાસદાયક ભવિષ ચીતરતી આવી ઉભી.

" ઓ પેલા ઘોરાઓ !" તેણી તનબદન કમકમતાં બોલી " ભીમજીશેઠ કહાં છે ? તેવન સલામત છે કેની ? જા નજી, બોલાવ તેવનને જલદી હું પપાને જોવા માંગુછ દોડ. "

તેણીની કાલી આંખો ઘભરાટથી ગોયા ફાટી ગઇ હતી તે ન્હાના દુબલા પડેલા ફીકા ચેહરા ઉપર તે આંખો કંઇ અજબ જેવી લાગતી, આ દસ દીવસની ગાંદગીમાં ખોરશેદે પોતાની તમામ તંદરૂસ્તી ખોહી હતી તોબી તેણી નજીની પકડમાંથી ઝેહમત કરી બીછાણેથી ઉતરી જવાની ઝનુની ખેંચતાણ કરવા લાગી "ભીમજીશેઠને બોલાવ, ઓ નજી, મને પપા પાસ જવાદે. "

"ભીમજી શેઠ બ્હાર ગયાછ, બાઇ." નજીને ઘભરાટમાં જે સુજીયું તે તેણીએ કહ્યું ખોરશેદ તદન આજેજ થઇ બીછાણે તુટીપડી.

" તેવન કયારે પાછા આવશે ? " અને આખી રાત તેજ બકબકારામાં તે ન્હાની બાનુએ બેચેન વખત પસાર કીધો.

# મકરણ આઠમું.

બીજી સહવારે હોરમજશાહ ડાક્ટર રાબેતા મુજબ તેણીને જોવા આવ્યા. " અહીં આવ નજીબાઇ, તેં કંઇ આંય બુચીને કહ્યું કે ?" તેવને ગંભીરાઇથી પુછ્યું નજીએ માન્યું કે ડાક્ટર જાદુગર

હોવા જોઇયે । એટલે તેણીએ ખરો ખુલાસો કરી દીધો.

" ખોરશેદબાનુ લીમજીશેઠને જોવા કાલે ઘણું ઉશકેરાઈ ગયાં હતાં. "

"ગરીબ બીચારી એની સુખની સહવાર હવે પુરી થઇછે." ડાકટરે મનસે અફસોસ કીધો. "નજીબાઇ એને દર કલાકે આંય દવા પાજે અને કામ પરેતો રાતે જાગતી બેસજે તાપ જો એથીબી વધી તો ધાસ્તીભર્યું કામ છે." ડાકટર હોકમ ફરમાવી ગયા.

એક જીવલેન માંદગીમાંથી આ બાલક ખોરશેદ પસાર થઇ, નજીએ રાતોદીન તેણીની માવજત કીધી અંતે એક દહાડો ખોરશેદનાં ભારી પોપચાં તેણીની આંખપરથી ખસ્યાં. વખત બપોરનાં ત્રણનો હોવાથી નજી નીચે ચાહ પીવા ગઇ હતી, ઓરડો ખાલી હતો, પોતાનાં તમ્મર આવતાં મગજને હાથનો ટેકો આપી ખોરશેદ ઉઠીને બીછાણાં ઉપર બેઠી. હા આંય તેણીનોજ ઓરડો હતો.

દરવાજો અડધો ખુલ્લો હતો, અને તેની પાસેના ઓરડામાં થતી વાતચીતનો અવાજ તેણીને કાને પડયો.

"હવે માયજી, તમે એને કેઠે મોકલી દેશો કેની ?" એક મોટા ખુલ્લા મર્દના અવાજે પુછયું. તે હલક કંઇક અંશે પોતાના ધર્મપીતાને મલતો આવતો તેણીને લાગ્યો.

"નહી હું એને અહીંજ રાખશ બીચારા લીમજીની પવીત્ર યાદમાં હું ધારૂંછ કે મારે એને અહીંજ રાખવી જોઇયે. પણ લીમજીની મા-ફક એ છોકરીને ઉછેરવામાં હું ભુલ કરશ નહી, જેમ નોકરોનાં બચ્ચાં ઉછરે તેમ એને હું શખ્સ આગલ ચાલતાં પાંચે દહાડે પોતાની કમાઇ કરી શકે તેવી રીતે હું એને કામ કરવા લગાડશ."

આ બીજો અવાજ ખોરશેદે બરાબર પીછાણુયો. એ તેજ શેઠાણીનો કરડો સખ્ત અવાજ હતો કે જેવણુ જ્યારેથી તેણીને બાગમાં કે અગાસી ઉપર મલતાં ત્યારે તેણીની તરફ ભવાંનો ચોલ્લો ચહડાવી જોતાં.

"પણ તેને પહેલાં સુખમાં રાખ્યા પછીથી આંચતો ભારી પરી જશે." પેલા જવાનનો અવાજ આવ્યો.

"તે તો લીમજીની ભુલ હતી, મારી નહી." નાજાંમાયે પોતાના બેટા હોમજીને કહ્યું. તેઓ બંન્ને જણુ ખોરશેદની પડોશના ઓરડામાં હમનાં વાતે બેઠાં હતાં.

"પણ માયજી, જેમ લીમજીએ એ પીડા હોરી લીધી તેમ તમે શું કામ કરોછ? કૃળુ પીસાવાની સંફનાં જે હશે તે એને પાલી લેશે." હોમજીએ પોતાની તાજી ફુટતી મુછ મરોડતાં કહ્યું.

"નહી હું એને અહીંજ રાખી બતાવવા માંગુછ કે તેણીની જીંદગી નોકરને બરની છે તેણીનું બચપણુ હું ભુલાવશ. તેણી તદન એક નાવારેસ છે એમ હું તેણીના મગજ ઉપર ઠસાવસ.

"તદન એક નાવારેસ?" ખોરશેદ દબાતે સાહદે બોલી. "ઓ લીમજી શેઠ કહાં છે? લીમજી શેઠ!" તેણીએ ધીમા નબલા અવાજે પુકાર મારયો.

દરવાજા આગલ આ પળે હોમજી આવ્યો તેનો ગુલાબી ચેહરો અને મગરૂર તુંડ દેખાવની આંખો ખોરશેદની નજરે પડી તેટલાં શેઠાણી નાજાંમાય હોમજીને બાજુ કરી તોરથી ઓરડામાં દાખલ થયાં,

"તું જાગેછ કે છોકરી?" નાજાંમાયે ઠસ્સાથી પુછયું.

"મહેરબાની કરીને લીમજી શેઠને કહો કે મારી પાસે આવે."

તે ગરીબ છોકરી નરમાીથી બોલી.

"તુંને ભીમજી શેઠ સાથ શું કામ છે? સુઇ જા છોકરી હજુ ઉઠી બેસવાની તારામાં શકતી નથી, હું નજીને તારી આગલ મોકલાઉંછ."

"નહી, નહી મને કોઇ જોઇતું નથી મને ફક્ત ભીમજી શેઠ જોઇયેછ હું તેવનને હવે જોવશ નહી તો ઘેલી થઇ જવશ."

નાજાંગાય તે બીછાણાંની નજદીક ખુરશી ખેંચી બેઠાં તેવણુનો કરડો દેખાવ આ નાચાર બાલકીને ઘણો હેબતાવનારો હતો. માથાંથી તે પગસુધી કાલા શોગના પોશાકમાં તેવણુ સજ્જ થયાં હતાં.

" તું તારા પાલનહારને હવે જોઇ શકશે નહીં" શેઠાણીએ સત્તાથી ચલાવ્યું. "ભીમજી શેઠને તુ હવે પાછીથી કદીબી જોવા પામશે નહી, તેને જગ્યે હવે મારો દીકરો હોગજી શેઠ થયોછ."

મગજ ચકભમ કરી નાંખે તેવી એક તીણી કીકયારી મેલી, દુખથી વળ ખાઇ તેણી બીછાંણામાં ઉંધે મસ્તક તુટી પડી. વીજળીક ઝડપે તેણીને નજીના પેલા બોલો આદ આવ્યા. અને ત્યારે પાયદસ્ત તો તેણીના ધર્મપીતાની હતી.

" કમનસીબ છોકરી, પેલા ભયંકર અકસ્માતમાં તારો મુરબી મરણ પામ્યો જ્યારે તું સેહજમાંજ મોહતમાંથી બચીછ. હાલ તુરત તુંને એ ખોટ ઘણી કડવી લાગશે પણ તારા ભવીષ્ય માટે તો એરબી બહેતર થયુંછ. મારા સાવકા છોકરાની મુરખાઇ આગળ ચાલતાં તુંને ભારી પડતે, તારો પાછલે દહાડે નાશ થતે.

આ ન્હાની વાયજીનો એક શ્બ્દણી ખોરશેદે સાંભલ્યો હતો નહી, તેણી બીછાણાંમાં માથું પટકી બેઅટકાવ આજુંઓનો દર્યાવ

ખાલી કરતી હતી.

ગરણ પામ્યા ! ઓ તેમ બનેજ કેમ ? કેટલી વખત લીમજી શેઠે તેણીને ખ્યાલ આપ્યા હતા કે તેવનની બુઝર્ગ ઉમરમાં ખોરશેદ તેવનનાં ઘડપણની લાકરી તેવનની ઝાંખી આંખની રોશણી દાખલ તેવનને સુખી કરશે.

શું હવે તેણીનાં માથાં ઉપર હાથ મેળી આશીષ દેનારૂં કોઇ રહ્યું હતું નહી ?

" ઓ મારા બચાવ કરનારા ફરેસ્તા ! મને જીવલેણ મોહતમાંથી ઉગારનાર ! મારા પીતાજી ! ઓ ખોદા મને પણ તેરી લે; હવે મને જીવવું દોહ્કટ છે. " અને તદન લાચાર લાઇલાજ નાતવાન હાલતમાં તે ગરીબ નીરાધાર નાવારસ છોડીએ બેહોશીમાં પોતઃનું સર બીછાંણાંમાં પટકી નાખ્યું.



# પ્રકરણ નવમું.

ખુશનુમાં વરસાદની વૃષ્ટીના આબાદી બર્મા ફળદ્રુપ દીવશો આવી ચહડયા છે. " પારખ કાસ્ટલ " નો બગીચો ફુલ ફળથી ભુગાઈ જઈ બેહક બેહક મારી જોનારની ચશમોને ઠંડક આપે છે.

નાવારેસ ખોરસેદની નવી જીંદગી શરૂ થઇ હતી. તે જીંદગી એટલી તો નવી હતી કે ખોરશેદને લાગ્યું કે ગોયા તેણી મરી જઇ પાછી તેજ ઘરમાં જુદેજ અવતારે જન્મી હતી. લીમજી શેઠના વખતમાં તેણી જે ઉંચા લાડ અને અમીરી સુખ ભોગવતી હતી તેનોતો માત્ર હવે એક સ્વપનોજ બાકી રહ્યો હતો તેણીના ઓરડાઓ

જુદા, પોશાકો બીજા, ખોરાક નવો, અને વસ્વાટ હલકો હતો. જે લાયબ્રેરીમાં તેણીએ પોતાના વાલી પીતા સાથ સૌથી સગવડનો સુખી વખત કહાડ્યો હતો તે લાયબ્રેરીમાં તેણીને દાખલ થવાને વટીક હક નહીં હતો. કહેવાની કે લીમજી શેઠની હેયાતીના વખતની દુન્યાજ ગોવા ખોરશેદ માટે બદલાઇ ગઇ હતી.

તેણી હવે નોકરોનાં કોઠરાંમાં રેહતી. નાજાંમાયને ત્યાં મોટે ભાગે પારસણ કામદારો હતી, જેઓમાં ડોસીબાઇ દરજણ મુખ્ય અને વડાં હતાં. નાજાંમાયનાં ઘરનું દરેક સીવણ ડોસીબાઇ તેયાર કરતાં. ઘોડાવાલાઓનાં કપડાં વટીક ડોસીબાઇની આગેવાની હેઠળ વેત્રાઇ સીવાઇને એકઠાં થતાં. નાજાંમાયે ખોરશેદનું પાંખરૂં આ ડોસીબાઇના હાથમાં સોંપ્યું. "એ છોકરી ચાલતે દહાડે પોતાનું ગુજરાન પોતાને હાથે કરી લે એવી રીતે એને સીવતાં ભરતાં શીખવો." એ શેઠાણીનો હુકમ હતો. ખોરશેદ માટે જુદો ઓરડો તો હતોજ નહી માટે તેવને પોતાની કારભારણ બચુને બોલાવી. "બચુ, આંય છોકરીને તુ તારા ઓરડામાં રાખજે જ્યારે તું બુઢી થઇ જશે ત્યારે તારા બદલ મને એ છોકરી કામ લાગશે. એને બરાબર બધું મારૂં કામ શીખવી મુકજે સમજી કે ?"

"બાઇજી, હું નહી ધારતી કે ખોરશેદબાનુ મારાં કામ ઉપર જરાબી ધ્યાન આપે."

"મેં તુને કેટલી વખત કેહ્યું બસ કે એને ખોરશેદબાનુને નામે બોલાવવી નહી. દીકરો દળનારીનો ને નામ દારાશાહ, વાતતો જુવો." નાજાંમાયે નેણ ફેરવ્યાં.

"પણ બાઇજી એવન નોકરનું કામ કોઇ દહારે કરી શકવાનાં

નથી. મરહુમ શેઠજીએ એવનને જુદીજ રીતે ઉધાર્યાં હતાં, અને હમણાંબી બસ ખોરસેદ જીદ કરી કરીને પોતાની ચોપડીઓ માંગેછે. બાઇજી, જે છોકરી પેલી શું જો ગુલેસ્તાંન અને બોસ્તાંનના પોઠા ઉઠલાવે, તે કંઈ આપરૂં—"

"આંય નવી જાતની જીંદગી શરૂ કરવા માટે એણીની ઉમર હજુર ન્હાની છે." નાજાંમાય બોલ્યાં. "આંય જમાનાંમાં હલકાં આદમીઓને કેળવણી આપવી એક આશીરવાદ નહીં પણ શ્રાપ છે. જો બધીઓજ શીખી કેરવઇને ડાકટરને ફીલસુફ થશે તો દુન્યા કેમ ચાલશે. બચ્ચુ તું એ છોકરીનાં ભેંજાગાંથી એ બધું છાલું ભુસું કહારી નાખજે, જો હું હવે પછીથી એની કંઇ વધારે ફર્યાદ સાંભલશ તો હું એને રખડતાં રવરતાંની સંભાલ લેનારાં આશ્રમ ઘરમાં મોકલાવી દેવશ."

બચ્ચુથી હવે કંઈબી વધારે બોલાય એમ નહીં હતું, તેણી પોતાની શેઠાણીનો તાતો મીજાસ સારી રવેષે જાણતી હતી એટલે તેણીએ ચુપકીદીમાંજ ડાહપણ માન્યું.

ખોરશેદ બીચારી પોતાની આ નવી જીંદગી સાંતીથી ખમતી હતી. ધીમજી શેઠની વિદ્વાન સંગત પછીથી નોકરોના હલકા સહવાસમાં તે ચાલાક છોડીને ઘણો અફસોસ થતો પણ તેણીની મુખ્ય ગમી તેણીનાં પુસ્તકો માટે હતી. તે ચોપડીઓ કે જે ખોરશેદને મન બીજી દુન્યા ખોલવાના દરવાજા હતા, તે તેણીની આગલથી દુર કર્યામાં આવી હતી. તેણીના વપડાસના બે ઓરડાઓને નાજાંમાયે કુંચી દીધી. "કોઇ વખત મારો હોમજી જ્યારે પહરોણાંઓને બોલાવશે ત્યારે એ ઓરડાનું કામ પડશે."

આવી રીતે ખોરશેદને તેણીનાં હકદાર માલમતાથી બાતેલ કીધી, એક દીવસ તેણીએ નજી આગલ રરી પરતાં પોતાની ચોપડીઓ માંગી. નજીને પોતાની આ ન્હાની આગલી શેઠાણીમાં થયેલા ફેરફારથી ઘણું લાગતું, તેણીએ તે જવાન ન્હાની બાનુનાં ભલાં માટે તેણીને હાલ તરતતો ડોસીબાઇ દરજણનનાં ઓરડામાં જવાની સલાહ આપી એટલે તેણી ગમથી રડતી આ નવી ફરજ બજાવવા ગઇ.

"લે ખટલાં આંય માથુંબાનું ઓટી નાખ," તેવને શોહરૂઆત કીધી. "અરે વાય મરે, તુંને પાધરી સોયબી પકડતાં નથી આવરતી કે?"

"લીમજી શેઠનો વીચાર મને એક દરજણ કરવાનો નહીં હતો." ખોરશેદ હચકું અટકાવતાં બોલી.

"હોશે ચાલો હવે એવું રરવા બરવાનુ અહીં નહી ચાલશે." ડોસીબાઇએ ટીચકું કીધું. એક વાગે જમવાનો વખત થાય તેટલાં આ માથુંબાનું પુરૂં કરો."

એકનો ઠોકો પડતાં નોકરોનાં ઓરડાગાં ખોરશેદ જમવા ગઇ.

કહાં તે લીમજી શેઠના વખતની ડાઇનીંગ રૂમની ચેહલમેહલ, તે ખાણુંનો ઉમરાવી સણગાર! અને કહાં આંય હાલહવાલી! નહીં ગલે તે સુગંધી ફુલોનાં વાઝ કે નહીં મલે ચાંદીના સેટનો ઝલકાટ! નહીં તે બીલોરી ટેબલ સરવીસ કે નહીં તે દુધ જેવું મેજનું છતર કંઇજ નહીં. ફુલોના પમરાટ બદલ કાંદાની કચુબરનો બેહકાટ હતો.! બીલોરની જામોને ઠેકાણે ચીકના પાણીના કરસ્યા. ટેબલ ઉપર ઠેકાણે ઠેકાણે દારૂને પાટીઆના ચકરડાં!! વિદ્વાન વીકાજી કે ભણેલા લીમજી શેઠની ત્યાં રાંજદારી કે રીલસુફીશારી વાતોને બદલ ત્યાં એક મેહ-

ની તારી મારી નીંદા નાલેસી અને તકરાર ચાલતી ગેયા તેઓ પોતાનાં ગરહુમ શેઠનાં મરણનો શોકજ ભુલી ગયાં હતાં. તેઓ આ નવાં ચાલતાં હોમજી શેઠનાં રાજ ઉપર તરેહવાર અટકલ બાંધતાં.

"આપરા હોમજી શેઠને તો વેલાતજ હેગે ચહરી આવેછ. ફેહજે પાછા ત્યાં સધાવાના છે." બચુએ ખબર આપી.

"હેં ખરી વાત કે મરે ઓવાય વેલાતથી કોઇ રૂતીકુતી મદમ લાવવાનાં હોશે કેમ? તું ચોટટી બીલારી થઇને બાઇના ઓરડામાં બરાઇને બધું સાંભલેછ તે કંઇ હમુનેબી કેહશે કે નહીજ." ડોસીબાઇ ફ્ફરીને બાલ્યાં.

"તે હુ કેનીતે કાલે સાંજે બાઇના ઓરડામાં ઉતી તાંહાં હોમજી શેઠ એક ખુલ્લું કાગજ લઇ આવીને બોલ્યા કે તેવનનો વીચાર વેલાત જવાનો છે. તેવનનો કોઇ દોસ્તદાર ત્યાં માંદો પરી ગીયોછ; બાઇએ ના કહ્યું પણ આપરા જવાન શેઠ કંઇ બાઇનું માનતા નથી જો, એતો બીચારા હીમજી શેઠને બેહસ તે તેવનમાંજ નમનતાઇતો ઉતી."

ખોરશેદ તેઓ વચ્ચે બેઠી બેઠી બધી વાતો સાંભલતી અને અહીંજ તેણીએ પેલા મોટા અકસ્માત માટે પણ જાણ્યું. હીમજી શેઠની વાત ઉપરથી વાત થતાં તેઓ કુદરતી પેલા અકસ્માતની વાત ઉપર ઉતર્યા. હીમજી શેઠ કેમ ટેકડાઓ ઉપર ઘોડાઓના ઉછાલાથી તુટી પર્યાં ને કમરનું હાંડકુ ભાંગવાથી તુરત મરણ પામ્યા તે ઉપર તેઓએ અફ્સોસ કીધો, અને ખોરશેદ બીજી તરફ ઘાંસનાં મેદાનમાં પરી બચી ગઇ, તેમજ ઘોડાવાલા રામાએ નીચે ઝીકાઇ બાપડાએ પોતાના પગનું હાડકું ભાંજયું અને વીકાજી રામાની ઉપર પડીને સલામત રહ્યા તે છેક હમણાં ખોરશેદે જાણ્યું. તેણીએ વીકાજી કયાં હતા તે માટે પુછયું, પણ તેણીની બારે હલગીરી વચ્ચે નજીએ ખુ-

ખાસો કીધો કે મરહુમ શેઠની પાયદસ્ત પછીથી તેવન " પારખ કાસ્ટલ " સદાનો છોડી ગયા હતા. આ એકલા એક બાકી રહેલા દોસ્તની બાલ ન લાગતી જાણી બીચારી ગરીબ ખોરશેદ દુખથી દબાઇને ચુપ રહી.

આવી રીતે ખાણાંનો વખત તો તેણી જેમ તેમ પાસ કરતી, પણ સુવાનું તો તેણીને બહુજ ભારી લાગતું. એક લાંબા વરંડા જેવા ઓરડામાં કંઈ સંખ્યાબંધ ખાટલીઓ ઉપર ડોસીબાઇ, બચુ, નજી, હમાય ડોસાં, અમીના, જીઝુરીન વગેરે હારે કટાર સૂતાં, અને આખી રાતના તેઓના ઘરટલા ખેંચવાના જેવા નાપસંદ અવાજથી ખોરશેદ, દશવાર ઝપકીને ઉઠતી. ઓરડાની બારીઓ કાસ્ટલના તબેલા તરફ ખુલતી અને ખોરશેદ જે દર્યાવના ખુદરતો દેખાવને ઘણોજ ચાહતાં શીખી હતી તે આ લાલ ઈંટરડીના તબેલાઓ જોતાં દુખનાં આંસુ અટકાવી શકતી નહી.

ખોરશેદને આંઠ વાગતેજ બીછાંણે મોકલવાનો શેઠાણીનો હુકમ હતો. જ્યારે બીજાં બધાં દશ વાગતે સૂતાં પણ તેણીને ઉંઘ આવતી નહી. દશ વાગતે તેણીના ઓરડામાં બધી સામટી ધધુખર થતી ત્યારે તેણી પહેલી ઉંઘમાંથી ઝપકી ઉઠતી. જીઝુરીન, અમીનાનાં પાંસળામાં આંગલાં ભોકી તેનાં મીઆંની મશ્કેરી કરતી તો અમીના, જીઝુરીનનાં કપ્તાનની ઢીંગ કહારવા ચુકતી નહી. ડોસીબાઇ પા કલાક સુધી તપકીરના શહરકા ચહરાવી ઓખ ઓખ કરતાં, જ્યારે હમાયડોસાં પહાડ ફાટે તેવા ઓટકારથી ઓરડો ગુંજાવતાં. કોઇ આજના માછલીના સાસની વખાણ કરતું તો કોઇ ઉપર કેરં ખવાવાથી બદહજમી થવાની ફર્યાદ કરતું. ફકટ નજી બીચારી ' ખોરશેદના બીછાણાં આગલ દયાથી જોયા કરતી.

એક દહાડો ખોરશેદ નજીનો હાથ પકડી રડી પડી; " ઓ નજી એમ તો હું મરી જવશ. મારી દયા ખાનારૂં કોઇ નથી. મારી ચોપડીઓ મને લાવી આપ અને આંય ઓરડામાં તો હું ઉંઘ વગર આંધલી થઇ જવશ. "

" ગરીબ ખોરશેદ બાનુ " નજી તેણીને પટાવતાં બોલી " હું મારાં કાકીને પુછી જોઉં.

બચુકાકીએ આ હેવાલ જાણી શેઠાણીની જાણ વગર તે બાળક છોકરીને મદદ કરવાનો વીચાર કીધો. નોકરોના ઓરડાંથી દુર એક ખાલી ઓરડો હતો જેની બારીએથી બાગનો થોડોક ભાગ પણ દીસતો હતો તે તેણીએ ખોરશેદ માટે તૈયાર કીધો. આ ઓરડામાં નોકરોના પેટી પેટારા વગેરે રેહતા હતા, અને તે એક ન્હાનાં ચીપ્યાં જેવો હતો પણ તેવોબી આજે આપણી ખોરશેદને આવકારદાયક થઇ પડયો. વળી બચુએ વધારે હીંમત કરી ખોરશેદના આગલા ઓરડાઓની કુંચી મેળવી, અંદરથી તેણીની ચોપડીઓ થોડી થોડી કરી તેણીને લાવી આપી કે ગરીબ ખોરશેદે પોતાની નવેસરની સુખની સહવાર ઉગેલી માની. જયારે નજી તણીને આ નવા ઓરડામાં લઈ ગઇ ત્યારે ખોરશેદ ખુશાલીથી લગભગ રડી પડી. " ઓ મારી ચોપડીઓ ! મારૂં માનીતું ગુલેસ્તાંન ! મારો સૅન્સ ઍન્ડ સૅન્સીબીલીટી, મારી ગૉલ્ડ સ્મીથ, મારી લૅડી–ઓફ–ધ–લેક."

આહ ? વાંચનાર, બારથી તેર વરસની આ બુચી લગભગ મેટ્રીકનો અભ્યાસ કરતી હતી, " આંય બધી મારી પોતાનીજ મતા છે. શેઠાણી નાંજાંમાંયે તે લઇ લેવામાં મારી ચોરી કીધેલી છે. " ખોરશેદ ઉશકેરાઇ આવી બોલી.

"છટ, છટ, ખોરશેદ બાનુ, કોઇ સાંભલશે જો." નજી દરવાજા તરફ ફીકરથી જોતાં બોલો " લીમજી શેઠનાં તમે પાલક બેટી હતાં પણ તેવન વીલ વગર ગરણ પામવાથી તમારો હક કંશાં ઉપર રહ્યો નથી એમ મેં શેઠાણીને મોંહડે તે દહાડે સાંભલ્યુંતું."

હવે ખોરશેદને પોતાની ચોપડીઓને જોઇ નવું લોહી આયું એકવાર પાછી તેણી પોતાના અભ્યાસપર મંડી. નાજાંમાય ધારતાં હતાં તેમ સીવી સાંધીને પોતાનું પુરૂં કરવાનો ખોરશેદનેતો ખ્યાલ પણ નહી હતો, તેણીને લીમજી શેઠની કહેલી વાત યાદ હતી, વેલાતના એક પ્રખ્યાત લખનારી બાનુએ લખાણોમાં કેવા લાખો અને હઝારો, રૂપ્યા મેળવ્યા હતા, મર્દો કરતાં વધારે નામના મેળવી હતી, તે તેણીનાં મગજ ઉપર જબરો છાપ મારી બેહું હતું.

તેણીએ વીચાર કર્યો કે ચાલતે દહાડે તેણી પણ રસીલી કીતાબો રચશે અને મર્દો ગાફક કમાણી કરશે. ગરીબ બીચારી તેણી વેલાતનાં લખનારાંઓની સાથે અહીનાં લેખકોની સરખામણી કરતી પણ ગુજરાતી સાહિત્યને તેટલી હદ સુધી ખીલવાને કંઈ જુગ જોઇયેછ તેનો તેણીને હાલતો સ્વપનો પણ નથી.

લીમજી શેઠની વરસી વીત્યા બાદ નાજાંમાએ હવે "પારખ કાસ્ટલ" માં ધામધુમ કરવાનો વીચાર કીધો, તેવને તુરત હોમજીને "વીએના" થા બોલાવી મંગાવી નસીહત દીધી.

"દીકરા, તું હવે પારખ કાસ્ટલનો માલેક થયો, તો નામ પ્રમાણે કામ કરવું જોઇએ. સારે ઘેરનાં તારા મારા દોસ્ત આશનાવોને આપરા મેહેલમાં નોતરવાં જોઇયે; આરે ખબરજો મેં ગઇ કાલે આપરી દુબાશની ફ્રેનીને જોઇ એલેકા ઉતર હિંદુસ્તાંનની મુશાફરી-

એથી પાછાં ફર્યાંછ."

"ખરેખર ! બાઈ સાહેબનું ટીચકું ઠેકાણે ઉતું કે ! હોમજીએ ચવઇ કીધી. તુમાખ કાંહાં છે" નાંજાંમાયે તકરાર કીધી. એ તો હ- મેશનાંજ જેવી હસ્તી, રમતી પુટલી છે. ડાકટર હોરમજશાહ કેહ- તાતા કે ગેઇ મ્હાબ્લેશરની સીઝનમાં જવાન બડેખાંઓમાં ફ્રેનીએ ઘણું ધ્યાન ખેંચ્યું હતું."

"હા, હા, તે નહીં કાંય, એના બાપ થતા પાસ દારૂના કં- ટ્રાકટમાં હાથ મારેલા લાખો રૂપ્યા છે, અને એ તેવનની એક પુ- રી દીકરી છે એટલે જાહેરમાં ધ્યાન નહીં ખેંચાય તો શું થાય. આ- જકાલના કોરગાઓ એવુંજ જોતા ફરેછ પણ હું ધારૂંછ કે તમારોને મારો અણુગમો હલકાં લોહી માટે એક સરખોજ છે. એ ફ્રેનીના બાપ બપાવા તો પહેલા ફકટ બંદરીયાનાં ને તે પરથી દુબાશનું કામ ક- રતા હતા નહીં માયજી ?"

"હા પણ ફ્રેનીના બાપ પાસે પૈસા એટલા છે કે ખુદ તે આદીશેઠની દીકરીને પરણ્યાછ. ફ્રેનીનાં માય આદીબાઇ શેઠનાં ખાન- દાનનાં છે." નાજાંમાય બોલ્યાં.

"પણ તેથી કંઇ તેનાં બાપનું હલકું લોહી સુધરી ગયું ?" મગરૂર હોમજીએ જીદ ચાલુ રાખી. "તમે જ્યારે હોયછ ત્યારે ફ્રેની ખુબસુરત છે, મીઠા સ્વભાવની છે, ફ્રેની એકપુરી ને માતબર દીકરી છે, એમ કહી કહીને મારા કાંન ખોલોછ પણ હું પૈસા ખાતર હલ- કાં ખાનદાનમાં જોરાવાનો નથી."

"હલકું ખાનદાન !" નાજાંમાય ફર્યાં "હોમજી હું કહીણી કાઇ જેવી તેવી હલકી ઉતરતી પંકતીની સગાઇનો ખ્યાલબી કરૂં !

પણ ફ્રેનીનાં ખાનદાન માટે તુંને ખરી સમજ નથી. હોમજી મેં ફ્રેનીને થોડા દહાડા આપણે ત્યાં રેહવા બોલાવીછ કેમ તું શું કહેછ ?"

"ઠીક કીધું માયજી હુંબી મારા થોડાક દોસ્તોને નોતરવા માંગુંછ, આંય મારો રમત ગમતનો વખત છે. એકત્રીસ વરસની મારી ઉમરમાં મને પરણવાનો ખ્યાલ કરવો વાજબી નથી."

ત્યારબાદ પારખ કાસ્ટલ પહરોણાઓથી ગાજી રહ્યો.

નાજાંમાયનાં મુખ્ય પહરોણાંઓમાં મીસીસ કેખસજી કામા અને તેવણુની બે બેટીઓ, તેમજ મીસીસ મેહતા અને ફ્રેની દુબાશ હતાં.

મીસીસ કામા ચસમાંવાલાં આશરે પચાસની ઉમરનાં કરડા દેખાવનાં હતાં. તેવનની બંન્ને બેટીઓ બી. એ. થયેલી ડાચાં બેઠેલી, ખસેરી જેવી મ્હાન વિદ્વાન ફીલસુફનાં કોઠાંવાલી અને પોતાની માતા જેવીજ કરડીઓ હતી.

મીસીસ મેહતા લગભગ પચાસની ઉમરમાં આવી પુગ્યાં હતાં પણ બેહરતણુનાં ઠઠેરાનો કશો શુગારજ નહી. બારેનાં બાલનાં ઝુલફાં, ખોટા દાંત, ટાઇટ કોરસેટ, અને ઊંચી એડીનાં બુટ સાથે તરૂક તરૂક કુદકા મારીને ચાલતાં અને પુછનારને પોતાની ઉગર બાગ્યેજ સાડત્રીસથી આડત્રીસની કહેતાં તેવન પોતાને મનસે એમજ સમજતાં લાગતાં કે કુલ દુન્યાની સમજ બધી તેવનમાં એકલીમાંજ ભરાયલી હતી. નાજાંમાયનાં ઓરડામાં ચોપાસ નજર ફેંકી તેવન બોલ્યાં.

"નાજાંમાય તમે ઓરડાઓમાં ફુલનાં કુડાં કાંય નથી ગોઠવાવતાં ? તમે બારીનાં કાચપર કોતર કામ કરાવેતો કેવું સારૂં લાગે આંય પીકચરો ઘણાં મજેનાં છે, પણ કોઇએ હારમોનીયસલી

ઓઢળ્યાં નથી."

નાજાંમાય આ ડોકરીને ઓળખતાં હતાં તેથી ચુપજ બેઠાં. મીસીસ મેહતાએ હવે પોતાની ચશમાવાળી આંખો બારી આગળ ઉભેલી ફ્રેની તરફ ફેરવી ત્રણેક મીનીટ સુધી પગથી માથાં સુધી ટગર ટગર તેણીને ટીકી લઇ તેવણ મોટેથી બોલ્યાં. "કેવી ખુબસુરત છોકરી નાંજાંમાય એવણ સાથ મારી ઓલખાણ કરાવશો તો મહેરબાની."

નાજાંમાય, ફ્રેનીનો હાથ ધરી તેણીને નજદીક લાવ્યાં. મીસીસ મેહતાએ પોતાના જાડા હાથોએ ચાંપીને ફ્રેનીનાં નાજુક રૂપાલાં આંગલાંઓ દાબ્યાં.

"મનેતો ખુબસુરત આદમીઓ ઘણાં ગમે." પેલા ખોટા દાંતની ડોસીએ ચલાવ્યું "ઇજીપ્ટની નુરજેહાન કેવી ખુબસુરતી માટે પંકાઇ ગઇછે."

"ઇજીપ્ટની નહીં પણ હિંદુસ્તાંનની." બી. એ. બેહનો માંહેલાં એકે પોતાની કેળવણી બતાવી.

"ઇજીપ્ટને હિંદુસ્તાન સૌ એકજતો." મીસીસ મેહેતા જેવને બાપ જનમમાં કદી ભુગોલ હાથમાં ધરી નહીં હતી તેવણ પટપટયાં.

હવે હોમજીના દોસ્તો તારસ્યે. બધા મલી ચાર જવાન્યાઓને તે પોતાને ત્યાં ખેંચી લાવ્યો હતો. એક જરી જસાવાલો. જે પોતાના બાપનો એક પુરો હોવાથી તદન આખાખાઉ ઉધર્યો હતો, બીજો પેસી પાંઉવાલો, જેના બાપને ત્યાં સોનાંની ખાણ હોવાથી આ જવાન્યાની જીંદગી ચલેજાવ બલેજાવ જેવી ધામધુમી હતી, ત્રીજો કેકી શેઠના, એક તદન માથે પડેલો અયાસી. અને લખલુટ, જવાન હતો, કમાવાની તેને કશી પરવાહ નહતી અને હોમજી શેઠ જેવા

મેહરબાન દોસ્તોમાં તે બીરીબાજ પોતાનું પુરૂં કરતો. ચોઠો લવજી પાંડે એક સારા ખાનદાનનો લાયકીવાલો અને પુસ્તકોનો ઉંડો અભ્યાસી હતો, જે હોમજીના ઉપલા દોસ્તોમાં ઝાઝું ભેલાવાને પસંદ પણ કરતો હતો નહીં, આ જવાનઆંઓનાં ટોળાં પછીથી “ પારખ કાસ્ટલ ” ગાજી રહ્યો હતો. ફ્રેની સરગાલ અને બીહીકણ હોવાથી આ જવાનોની હાજરીથી ડરતી હતી જ્યારે આ કમાઇના કોઠરા અને ગ્નાન વિધા વનાંનાં ખાલી ભેંજાનાં જવાનો પેલી બે બી. એ. બેહનોથી બીહીને ન્હાસતા ફરતા.

આવી રીતે જોતાં નાજાંમાયનાં વીચારો પ્રમાણે કશું કામ સરતું હતું નહીં, તેવને વકી રાખી હતી કે હોમજી ખુબસુરત ફ્રેનીની સંગતમાં ભેળાતાં પોતાની જવાનીનું ઉછાછલાપણું ભુલવા શીખશે; યાતો પેલી ભણેલી બેહનોની સોહબતથી તે બાનુઓ તરફ માન રાખવા શીખશે તેથી ઉલટું હોગજી તો પોતાનાં દોસ્તો સાથ જેમ ગમે તેમ શેકારે અને પીકનીક પાર્ટીએ ઉતરી પડતો.

એક દીવસ નાજાંગાયે મીજાસ ખોહી પોતાના બેટાને કહ્યું;—

“મેં તારે વરે તો આ જવાન બાનુઓને નોતર્યાંછ, પણ તું તો પગ ઠેંડવીને તેઓની હાજરીમાં ઉભોજ નહીં રેહનો.”

બપોરનાં ખાણાં પછીનો વખત હોવાથી હોમજીના દોસ્તો પેપર લઇ સોફા ઉપર અલેટાઇ પડયા હતા, એક તરફ પેલી કામાવાલી બી. એ. બેહનો “ ડારવીન” અને “હર્બટ સ્પેનસર” ના પોથા ઉકલાવતાં હતાં. ફ્રેની પ્યાના ઉપર વોશીંગટન ચલાવતી હતી અને તે બધાંની વચ્ચે પેલો નફટ કેકી• શેઠના મોંહમાં બીડી લઇ તેનો ધુંવો ઉરાડતો બેઠો હતો, ત્યારે બાજુની બારી આગલ નાજાંગાયે ઉભાં ઉભાં પો-

તાનાં દીકરાને ઉપલું ઠપકાભર્યા સાહદે કહ્યું, "પણ તેમાં મારો શું વાંક, ફ્રેનીતો ઘણીજ સરમાલ છે."

"પણ તું એની સાથે વાત કરે તો એની શરમ આપો આપ ભાગે" એ નાજાંમાયની દલીલ હતી.

"માયજી, હું તો ખરૂં કહુંછ કે મને પારસી બૈરાંઓની રીતભાત ગમતી નથી. યુરોપમાં તો જ્યાંભી જઇને ઉભા રહીએ ત્યાંની મડમો બોલકણી આપણી સાથે તુરત ભેલાઇ જાય તેવી, અને આંય તો આપણી સાથે રેહછ તોભી પુરી પાધરી વાત નહી કરે, ને આંય તમારી કાગા બેહનો સાથે વાત કરવા કરતાં તો પાર્લામેંટની બ્લુ બુકમાં માથું દુખવેલું પરવડે. કાલે મને એ બે માંહેલી એકે પુછ્યું કે "ટ્રાન્સવાલના ડચ લોકો પાસે કેટલું લશકર હોશે, ને ચેમ્બરલેનને આટલાજ હકો આપવા જોઇએ ને બ્રીટીશ લશકરનું તેમ કરવું જોઇએ, લોર્ડ રોબર્ટસને ડયુકડમના ખીતાબથી નવાજવો જોઇએ," હવે હું એમ પુછું કે ઓરત જાતને રાજદ્વારી બાબદની આટલી શી પંચાત? હું તો ખરૂં કહુંછ માયજી કે તમારાં બધાં પહરોણાંઓમાં મીસીસ મેહત્તાનીજ સંગત પસંદ કરવા જોગ છે, તમારી મરજી હોય તો એ વીધવાની માંગણી કરી જોઉં." એમ બોલી હોમજી હસી પડયો.

નાજાંમાય આ ચવઇથી ગુસ્સામાં ઠાંસ્યાં તેવને ધાર્યું હતું કે મડમોને બાજુ બેસાડે એવી ફ્રેનીની ખુબસુરતીથી હોમજી છક થઇ જશે. તેણી ફકટ અઢાર વરષની એક ગુલછરી સમાન નાજુક ને દીલજીત દેખાવની સુંદરી હતી તેણીની બ્લુ આંખ્યો અને ભુરા બાલોના ઝુલ્ફાં આપણી પારસી બાનુઓમાં કવચીતજ જોવાગાં આવતી ખુબસુરતીવાલાં હતાં. તેણીનો દેખાવ મોટે ઘેરની ઉમરાવઝાદી જેવો

ટેકવંતો અને તોરવંતો હતો, પણ હોમજીની નજર આગલ માત્ર ફ્રેનીનો બાપ દારૂના મકતાવાલો નવલુ દુબાશજ આવીને ઉભો રેહતો. નવલુના સાધારણ કામદારો જેવા રાઠોડ બાલથી ભરાયલા હાથ, તેનું અમદાવાદી વાંદરા જેવું ચપટાં નાખવાલું મોહડું, પાલીયા જેવું પેટ અને સદા રમ દારૂ વાસ મારતાં કપડાં ! વાંચનારે એમ નથી ધારવું કે ફ્રેનીનો બાપ દારૂડીયો છાકટ હતો. એ તો દારૂનો તેનો ધંધો હતો, અને જે ધંધામાં તે થોડેથી ઘણો વધ્યો હતો તેજ કામમાં આજે લખ્ખોનો માલેક થવા છતાં પણ તે ખોંહે કછોટી કામે વળગી જતો, અને મગરૂર હોમજી શેઠને તે ખ્યાલનીજ સૂગ હતી. જ્યારે આ તરફ નાજાંમાય, ફ્રેનીની ખુબસુરતી તેણીની માતાનું ઉંચ ખાનદાન, અને મુખ્યતો દુબાશના ડલ્લા ઉપર નજર રાખી બેઠાં હતાં.

અંતે માતાની સમજાવતથી હોમજી પોતાના લટખટચા દોસ્તોની સોબત છોડી બાનુઓની સંઘમાં ભેલાવા લાગ્યો. ફ્રેનીનો મ્યુઝીક ઉપર અચ્છો કાબુ હતો, હોમજી એક ચીતે તે સુંદરીનાં નાજુક દુધ જેવાં આંગલાંઓને ચાવી ઉપર ઉઠતાં તપાસતો બેસતો.

ગઇ રાતે મેં તમુને "સ્વીટ બર્ડસ" ગાતાં સાંભલ્યાં હતાં. "હોમજી બોલ્યો." જો આજે તમે મને પાછું ગાઇ સંભલાવસોતો મેહરબાની."

"આવો હોમજી શેઠ, ડયુક ઓવ–વેલીંગટને વૉટરલુની ચહડાઇ કીધી ત્યારે કેવી કળા વાપડી હતી તે હું તમુને વાંચી સંભલાઉં" એક મીસ બી. એ. બોલ્યાં.

"નહીજી, માફ કરો."

"અરે પણ આવા લડાઇના ખીટીસોના કટોકટ વખતે.'

"મને એ લડાઇની કટોકટી માટે તણખાંભાર પરવાહ નથી" હોમીએ ખુલ્લો તુચ્છકાર બતાવ્યો. "રાજદ્વારી બાબદનો મને ઘેરની અંદર ઘણો અણગમો છે તે સૌ તેના વખતસર છાજે, મને તો "સ્ટીટ-બંડસ" જોઇયેછ.

ફ્રેનીએ મીઠે હસતે ચેહેરે હોમજી તરફ જોયું, પેલી બી. એ. બેહનો તેણી તરફ ઘણીજ તોરથી વર્તતી આ વિદ્વાન બેહનોનું આવું મત હતું કે ફ્રેની પાસ પૈશા હતા ત્યારે તેણીને ખુબસુરતી ઉપર કશો હક નહતો; અને જે ખુબસુરત હોય તે તો કદી સંગીન કેળવણી લેવા પામેજ નહી!

એક દીવસ હોમજીએ મન ઉપર લીધું કે ફ્રેનીને ત્યાં જવું. "દુબાશ હૉલ" ચોપાટી દર્યા કીનારે આવેલો હતો. સહવારની ખુશ લેંહકીમાં સીપટી વજાડતો, દર્યાવમાં કાંકરી ઉરાડતો હોમજી નીકલી પડયો.

દુબાશ હૉલ ખાસી બસો વરસની જુની એ માળની બાંધણી હતી. હોમજી કમપાંઉડનો ગેટ ખોલી બાગમાં ઉતર્યો હોટ હાઉસમાંથી બહાર નીકલતાં મીસીસ દુબાસ સાથેજ તે સામસામી થઇ ગયો. ફ્રેનીનાં મા દર સહવારે બાગમાં વહેલાં ઉતરતાં અને માલીને તેનાં કામમાં મદદ કરવાનાં ઇંગલીશ ધખારામાં તેવન ઝાડપરનાં એકુ બે સુકાં પાતરાં ખેંચી કહાડતાં, અને તેની જોડે બીજાં તાજાં ફુટતાં પાતરાંઓનો કચ્ચડ ઘાણ નીકલી જતો. દેખાવે તેવન બફેણાંની બરણી જેવાં ખાસાં પણ ખુબસુરત હતાં. હોમજી શેઠને જોઇ તેવન મલકાઇ ગયાં હોલમાં ફ્રેની સોફાપર લેટી નોવલ વાંચતી હતી તેણીને શેકહેન્ડ કરતાં હોમજીએ કહ્યું. "મારાં માયજીએ તમુંને બોલાવવા માટે મને અહીં ખાસ મોકલ્યોછ."

"ઓ કેવી મેહરબાની" મીસીસ દુબાશ બોલ્યાં." આ સ્ત્રી જાડી ઉંડી અને લુચ્ચી હતી. નવલુ દુબાશને જ્યારે ફ્રેનીની મા પરણી આવી ત્યારે અડધું ઉપર મુંબાઇ બોલતું હતું કે આ ખુબસુરત દગાબાજ ઓરતની નજર આગલ માત્ર નવલુ દુબાશના પૈસા હતા. અને હવે પોતાની બેટી "પારખકાસ્ટલ" ની શેઠાણી થાય એવી હોંસમાં તેવન કંઇબી પાટીયાં ગોઠવવાને તૈયાર હતાં. "ફ્રેનીને તો બસ તમારાં માયજી વગર સોહવાતુંજ નથી મને તો નાજાંમાયની અદેખાઇબી લાગેછ." વગેરે.

એટલાં પડોસમાંનાં ઓરડામાંથી ધપર ધપર કરતો અવાજ આવ્યો, હોમજી જોયછ તો નવલુ દુબાશ પોતાનાં લોખંડી બુટ સાથે ઉતાવલમાં ફાટે મોહડે આવતો હતો.

"ઓલો! કેમ છેવો હોમજી શેઠ?" તેને પોતાના રાઠોડ હાથે ચાંપીને હોમજીને શેકહેન્ડ કીધી. "મોટા લોક કંઇ હમે ગરીબ લોકને યાદ કીધાં. અવોની હું તમુંને મારૂં ઘેર બતાંઉ. "અને હોમજીની નાગરજી છતાં નવલુ તેને ત્યાંથી ખેંચી લઇ ગયો. કેઠો નવલુને મરઘાં બટકાં પાલવાનો જબરો અભખરો લાગેલો એટલે પેહલાં તે તેને પોતાના મરઘાંનાં ખોરાસમાં લઇ ગયો, "આંય મારી બાજરીયારી મરઘી રોજ બગે દાલના ઇંડાં મુકેછ, "નવલુએ હરખાઇને હેવાલ આપ્યો, "આંય મારી ફુલેરી હમણુંજ સેવનપરથી ઉતરી." વગેરે વગેરે તદન અભણુ ટાહેલું, અને બટકાંઓની ચાલુ વેંહક વેંહક વેંહકથી હોમજી શેઠતો કંટાલી ગયો.

અંતે વખતનું બ્હાણું બતાવી તે ખુબસુરત ફ્રેનીને લઇ પોતાંને મકાંને પાછો ફર્યો.

# પ્રકરણ દશમું.

સાંજે જ્યારે બધા જવાનીયાઓ બોટની સેહલઘાએ ઉતરી પડ્યા ત્યારે હોમજી અને ફ્રેનીએ એકલાં પડવાથી ટેનીશની રમત શરૂ કીધી, નાજાંમાય પોતાની બારીએથી આ બે જવાન જીવોને રમતાં જોતાં ખુશાલીથી ઉભાં હતાં. "પારખ કાસ્ટલ"ના ગાલેકો ઘણા માતબર હતા તેઓની જાગીરી ઘણી બોહોળી કેહવાતી, પણ એક પછી એક લખલુટ માલેકોને હાથે રોકડ જેવું ઝાઝું રહ્યું હતું નહી માટે નાજાંમાયની મુખ્ય હોંસ ફ્રેનીને પોતાની વહુ કરવાની હતી કારણ આ સુંદરી ચાલતે દહાડે પચીસ ત્રીસ લાખની માલેક થનાર હતી, અને આજે તેવને માન્યું કે હોમી પણ રાહપર ઉતરતો હતો.

આ ટેનીસ ગ્રાંઉડની બાજુમાંજ મરહુમ લીગજી શેઠના ઓરડાઓની બારીઓ ઉઘરતી હતી. ફ્રેનીએ બારીએથી ટીંગાઇ અંદર જોયું. "ઓ કેવો આલીશાન ઓરડો." સંગેમરમરનાં પુટલાં સાથ ટેસ્ટથી સંગરાયલો તે ઓરડો જોઇ તેણી બોલી, બહાર બગીચામાંની રોશણીમાંથી માંહે જોતાં તે ઓરડો અરધો અંધકાર ભર્યો લાગતો હતો.

"તમુને માલમ કે મેં પારખ કાસ્ટલની પ્રસીદ્ધ લાયબ્રેરી હજી જોઇ નથી." તે સુંદરીએ કહ્યું. "મને તે જોવા ઘણી ગમેછ."

"ખરેખર ! ત્યારે તો ચાલોની, મારો ગરીબ ભાઇ પોતાની આખી જીંદગી ત્યાંજ પસાર કરતો હતો."

"હા મેં સાંભલ્યુંતું કે તેવન ઘણા વિદ્વાન અને ગંભીર અહેરાના

હતા, પણ પેલી કાલી આંખની એક છોકરી તેમને કરી લીધી હતી તેનું શું થયું ? મેં એકવાર તેને લીમજી શેઠની સાથે જોઇ હતી, તેણી ઘણીજ અજબ જેવી આંખવાલી છોકરી મને લાગી."

"હુ ધારૂંછ કે અહીંજ કેઠે નોકરોનાં કોઠરાંમાં છે." હોમજી શેઠે બેદરકારી બતાવી.

એક ખુલ્લાં કાચનાં બારણામાંથી થઇ તેઓ મરહુમ લીમજી શેઠના બેસવાના ઓરડામાં દાખલ થયાં. તે ઓરડો જેવોને તેવોજ આરાસ્તો હતો.

ફ્રેનીએ તે મોહતની સાંતી બતાવતા ઓરડા તરફ ડઘાઇને જોયું. યુનાઇટેડ સ્ટેટસના જગજાહેર આરટીસ્ટનાં સુંદર ચીત્રો ત્યાં દેવાલ ઉપર બીરાજેલાં હતાં, હાથીદાંતનાં સ્ટેંડ ઉપર ગોઠવેલી મખમલી કવર સાથની ચોપડીઓનાં મન રીજવનારા હારબંધ ઢગલા તરફ ફ્રેનીએ ખાલી આંખો અને સુક્કાં ભેજાંએ જોયું. લીમજીશેઠની પોતાની "ચોયસ" ના તે ફીલસુફી ભર્યાં પુસ્તક હતાં પણ ફ્રેની બાઇની જાણે બલા કે તેમાં શું સમાયલું હતું. તેણી જો એકુ દીવસ મન કરીને એકાદ નોવેલ વાંચવાને હાથ ધરતી તો મહીને દહાડે પુરી કરતી ! હોમજી ઉકમાઇથી તેણીને પોઠાઓ બતાવતો તે એક એક પોઠાની બસોથી પાંચસો કીંમત કહેતો, પણ ફ્રેનીની નજરતો સંગેમરમરનાં પુટલાં ઉપરથી મખમલી ગાદી તરફ, અને ત્યાંથી કીનખાબી પરદાઓની કુમાસ તરફ ફરતી હતી.

એકાએક તેણીની ફરતી આંખો સ્થીર થઇ ગઈ અને તેણીએ ચોંકી હોમજીનાં ખમાં ઉપર નરગીચી હાથ મુક્યો. "એ પેલું કોણ ?" તેણીએ પુછ્યું

" પેલું" તે એક ન્હાની કાલા પોશાકની નાજુક આકારની ચૌદેક વરષની છોકરી હતી જેણી એક નીચાં સ્ટુલ ઉપર બેસી પોતાના નાજુક હાથોમાં એક ગંજાવર પોઠો ઉઠાવી ધ્યાનથી વાંચતી હતી.

" ઓહો, " હોમજી બોલી ઉઠયો. " એતો જે છોકરી માટે તમે પુછતાં હતાં તેજ છે, મારા લીમજી બાઇનો પાલક. " અને તે ફ્રેનીને લઇ જયાં ખોરશેદ બેઠી હતી ત્યાં ગયો.

મરહુમ લીમજી શેઠની આરામ ખુરશી નજદીક નીચાં સ્ટુલ ઉપરનાં પોતાના રાબેતાના જગ્યાએ ખોરશેદ એકવાર પાછી આપણુને બેઠેલી જણાય છે. હોમજીએ અજાએબીથી પુછયું " તું અહીં શું કરેછ, ખોરશેદ ?"

તે સેતારા જેવી રોશણ ચમકતી આંખ્યો હોમજીના ચેહરા તરફ ઉંચકાઇ. પોતાના હાથમાં તે ગંજાવર પોઠો પકડતી તેણી ઉભી થઇ પોતાના આ નવા શેઠને સાંતીથી ટીકવા લાગી. ગોયા તેણીનાંમાં ફીકર કે ધાસ્તી જેવું કશું નહતું.

હવે તેણી આગલ માફક શેઠીયાનાં બચાં જેવાં ઠાઠવાલા પોશાકમાં નહતી, નાજાંમાયે સંભાલ લઇ તેણીને ગરીબ કામદાર વર્ગને છાજતાં કપડાં પેહરાવ્યાં હતાં, પણ તે સાદાં કપડાંમાંબી તે જવાન છોડીનો તોર કંઇ અજબ લાગતો.

" આંય કેઇ ચોપરી છે ?" હોમજીએ પુછયું.

" મરહુમ " કાકા કહાણુ"નાં લખાણોનો સંગ્રહ છે" તેણીએ જવાબ વાલ્યો.

" શું તું તે દાનાઇના દાના વાંચીને સમજી શકેછ?"

"હાજી."

"મારા ભાઇએ તુંને શીખવ્યું હોશે?"

"હા,"

"પણ વારૂં, તુંને આ રૂમમાં આવવાની કોણે પરવાનગી આપી?"

"કોઇએ નહીં." તેણીએ સાંતીથી કહ્યું.

"ઠીક, ઠીક, પણ તું જાણેછ કે અહીં વગર રજાએ આવવામાં તું ખોટું કરેછ?"

"નહી." તેણીએ રીસાયલી અદાથી કહ્યું. "હું કંઇ ચોપડીઓ બગાડતી નથી. કે નથી કોઇને આરે આવતી."

"પણ નાજાંમાય જાણે કે તું ઘરનું કામ મૂકીને અહીં ચોરી છુપીથી આવીને ભરાયછ, તો તેવન શું ધારે?"

"તેવન શું ધારે કે શું કેહ તેની મને પરવાહ નથી, તેવન મારી તરફ ઘણી અણઘટતી રીતે વર્તયાંછ."

"ખબરદાર, તુંને આમ બોલવું ઘટે નહી." હોમજીએ મીજાજમાં બોલ્યો. "શેઠાણી નાજાંમાયને તું બાલેબાલ આભારી છે, એવનની માયા વગર તો તું રખડતી હોતે."

એવણમાં માયા જેવું કંઈ હોતે તો હું આભારી રહેતે." તે છોકરી પોતાની અજબ જેવી આંખો ચમકાવી બહાદુરીથી હોમજીને ટીકતાં બોલી "મરહુમ લીમજી શેઠે મને અપાવેલી ચોપડીઓ એવને લઇ લીધીછ, મારી મત્તા ઉપર એવનને કશો હક ના હતો."

તેણીના ગાલ ઉપર પોતાના પાલનહારની યાદે તરત આંસુ ગબડી પડયાં.

"ગરીબ બીચારી" અને ફ્રેનીએ દયા આવતી હોય તેવી ઢબે ખોરશેદનો ભીંજાયલો ગાલ પસવાર્યો.

"નહીં મને તમો જેવા મેટા લોકની માયા ગમતી નથી." ઉશ્કેરાયલી ખોરશેદ ફ્રેનીના હાથને હટકારી કહાડતાં બોલી.

હવે તો હોમજીનો મીજાસ હાથથી ગયો. "તું ઘણીજ બેઅદબ છોકરી છે." તે બબાલ્યો. "અને આંય ઓરડામાં તેં હવે પછીથી કદીબી પગ મૂકવો નહી ચાલ રસતો પકડ સમજી?"

"હા સમજી કે તમે તમારાં મા જેવાજ સખ્ત દીલના છેવો, મરહુમ "કાકા કહાણુ" કેહછ તે ખરૂં છે કે આઘતી દોલતે માતબર થતા આખાખાઉ જવાન્યાઓને દીલ હોતુંજ નથી. આ વખતે તે બાલક છોડીની આંખો ઝનુનથી વીજલી જેવી ચમકતી હતી.

"ચાલ, એકદમ રસતો પકડ છોડ ચોપરી." હોમજીએ દરવાજા તરફ આંગલી કીધી.

તેણીએ ધીમેથી તે પુસ્તક ટેબલ ઉપર મેલ્યું, અને શાંત પગલે પણ ખફગીથી તેજી થએલી આંખે તે ઓરડો છોડયો.

"મને તો એની આંખથીજ બીહીક લાગેછ." ફ્રેની નાજુકાઇથી નખરાં કરી બોલી. "તમુને લાગતુ નહી હોમજી શેઠ કે એ છોકરી ઘણી વીચીત્ર છે?"

"ફ્રજુ પ્રીસાદયાનું ઝનુની લોહી એ આબાદ બતાવી આપેછ" હોમજી ગંભીરાઇથી બોલ્યો. "પણ બેસક, એની આંખો હેરત કરે એવી છે."

"તમુને કેવી લાગેછ?" ફ્રેનીએ પુછ્યું.

"શેતાનના ઓળા જેવી" હોમજીએ પોતાની મુછ ફરકતાં

ઘણીજ ગંભીરાઈથી કહ્યું. "બીજી વખતે એની આંખ મને જોતી નહી પડે તો સારૂં."



# પ્રકરણ અગીયારમું.

હુનાલાના દીવસોમાં શેઠાણી નાજાંમાય પોતાના નોકરોના મોટા જેવા સ્ટાફ સહીત હોમજીશેઠને લઇ મ્હાબ્લેશ્વર પધાર્યાં, અને ગરીબ બીચારી ખોરશેદ બ્હાર ફરવા હરવાને છુટી થઇ. મરહુમ લીમજીશેઠ વગર તેણીને બધો જગ્યો સુનો લાગતો, તેણી માનતી કે હવે જીંદગીમાં કશી લહેજત રહી હતી નહી સીવાય કે દુરના મુલકમાં તેણીનો પીતા ગયો હતો ત્યાંથી પાછો ફરી પોતાની બેટીને હસ્તક લે તો તેની સ્વતંત્ર હાલતમાં જીવવું કંઇક દરજજે પ્રમાણ ખરૂં. વાંચનાર જાણે છે કે લીમજીશેઠે ખોરશેદને એમજ સમજ આપી હતી કે તેણીનો પીતા ફળુ લશકરી એક દુરના મુલકમાં મુશાફરીએ ગયો હતો, અને બાળપણથી આજતુલીક તેણી એમજ નભરવસ રહી હતી કે કોઇ દહાડો તેણીનો પેદર અચબુચ આવીને ઉભો રહેશે. તેણીનાં છેક બાળપણનાં મગજ ઉપર એક બાબદ ચોક્કસ યાદ રહી ગઇ હતી અને તે તેણીના પીતાના સખુનો હતા. "મારી ખોરશેદ, યાદ રાખજે કે આ દુન્યામાં "મગાવા" બહુ કડણ દીલના હોયછ," અને હમણાં તેણી તે બોલો યાદ કરતી ઉભી હતી.

એકાએક તેણીની નજર ફુલ્લોની વેળવાલાં એક ન્હાનાં બેઠાં મકાનનાં ગેટમાંથી ધીમે લઠરતે પગલે બ્હાર ચાલી આવતા એક વાંકા વળેલા બુઝર્ગ, આકાર ઉપર પડી. વીજલીક ઝડપે તે કમ-

નસીબ છોકરીને પેલા ઘોડાઓનો ભયંકર અકસ્માત યાદ આવ્યો, અને દમ લઇ ઉડી તેણી પેલા ડોસાજીને વળગી પડી. "ઓ વીકાજી મારા વીકાજી માસ્ટર" તેણી ભાગાં તુટાં ડચકાં ખાતાં બોલી.

ધીરેથી લગભગ ઝાંખ મારી ગએલી આંખો ખોરશેદ તરફ ઉંચકી વીકાજીએ જોયું. "ઓ મારી બુચી ખોરશેદ, તું શું હજુર કાસ્ટલમાંજ છે ? ઓ ત્યારે તું મને કોઈ દહારો મલવા કાંય નહી આવી દીકરી ?"

"મને કહેવામાં આવ્યું કે તમે તો નવશારી તમારે વતન પાછા ફર્યાછ. મને નહી ખબર કે તમે અહીં હતા."

"હા દીકરા હું નવશારી જઇ આવ્યો ખરો મને ત્યાં ચેન પડયું નહી તે હું અહીં પાછો ફર્યો. જે જવાનોને મેં છોકરવણુ હાલતમાં કેળવ્યા, ભણાવ્યા, તેઓ હવે માતબર થયા પછીથી મને ભુલી ગયાછ, મારાં નાખપર તેવાઓના દરવાજા હવે બંધ થાયછ મારી મુખ્ય હોંસ "ઍરીસટૉટલ"ની ચોપડી છપાવવાની પણ મરી ગઇછ. કોઇબી છાપાવાલો મને ઉત્તેજણ આપતો નથી અરે, મારા લોગજીશેઠની હૈયાતીમાંજ નક્કી થયલું મને બે હઝારનું વર્ષાણુ મલેછ, તેથી મારૂં ઘડપણ નીભ્યું જાએછ નહીતો મારૂં શું થતે ? બેહસ્ત તુંને, મારા લીમજી." અને અહીં તે ડોસાજી એક બચ્ચાંની માફક રડી પડયા.

ખોરશેદનાં ડચકાં ચાલુજ હતાં.

"મારી ચોપડી મારે માટે જે નામના લાવશે તે બધા મારા ખયાલોનો એકલપેટા અખીપતીઓએ નાશ કીધોછ." વીકાજીએ અફસોસ કીધો. "તેઓ કેહછ કે ચોપડીનું બઝાર આજકાલ ઉબાઇ

જાએછ, અને મારી "એરીસટોટલ" નેતો કોઇ અરકસેખી નહી. સ્વપના ! ખોરશેદ, મેંતો બધા સ્વપના જોયલા અને લોકોએ મારી આંખ ઉ-ઘાડી. મારી આખી જવાની મારી તમામ જીંદગાંનીની નોંધ દુન્યા-ને કંઇબી કામે આવનાર નથી."

"કારણ દુન્યામાં એરીસટોટલ જેવા વિદ્વાનો હવે રહ્યા નથી." ખોરસેદે ઉજારો કહાર્યો "કારણ હવેના જવાનો મોજશોખ અને પીકનીક પાર્ટીમાંજ વખત ગુજારેછ. ટચાકી છાલકાપણું અને એક-લપેટાઈ એ એઓના હુન્નર આજકાલ થઇ પડયાછ." આ એક વ-ર્ષમાં ખોરશેદ ઘણી બદલાઈ ગઇ હતી, પંદર વરસની ઉમરમાં તેણી ઘણી ડાહપણ વાલી થઈ હતી.

"પણ તમારી પાસે તે ચોપડી છે કે?"

"હા, તેનેતો મેં મારા એકપુરા દીકરા દાખલ ચાહીછ, તેતો મારો ખજાનો છે તેનું પાંણુ પાણુંતો મારે મોંહડે છે. આવ દીકરી અંદર આવ આપણે બેસીને વાતો કર્યે."

તેઓ અંદર ગયાં. વીકાજીનો ઓરડો એક જવાન અભ્યાસી-ને બરનો હતો, ટેબલ ઉપર ચોપડી ચોપાન્યાંનાં ઢગ પડયા હતા ઠે-કાણે ઠેકાણે ધુલના પડ ચહડયાં હતાં પણ વીકાજીની નાદરૂસ્ત તબી-યતથી તે જેમને તેમ પડી રહ્યાં હતાં.

"હવે બોલ દીકરી પેલા નાશકારક દહાડા પછીથી તારૂં કેમ ચાલેછ?" વીકાજી ખુરશી ઉપર લેટી બોલ્યા. ખોરશેદને તે આગ-લા દહાડાની યાદ થતાંજ આંસું ઉભાઇ આવ્યાં, તે કોમલ છોડીને નવધાર આંસુ રેડતાં જોઇ તે બુઝર્ગ અહરથે તેણીને પોતાનાં પા-સાંમાં લીધી.

" મારૂં ગરીબ બચ્ચું ! તે અભાગ્ય ઘડીનું કવખતનું મોહત આપણુ બન્ને માટે ઘણું બદબખ્ત નીવડયુંછ." ખોરશેદે પોતાનો વીતગવારે હેવાલ ચાલુ ડચકાંઓ સાથે આપ્યો.

" અને તેવને મારી ચોપડીઓબી લઇ લીધી. મારી ટેનીસન અને સ્કોટની કવીતાઓ, મારી " કાકા કહાણુ " અને પૃથ્વીની પ્રદક્ષણા બધી, બધીજ.

" દયાહીણુ ડાકેણુ ! આ ખીલતી અભ્યાસની કલીને કચરી નાખનાર અદેખી " નાજાંમાય માટે વીકાજીએ ઉભરો કહાર્યો.

" પણુ નજી મારે માટે થોડીક ચોપડીઓ લઇ આવી, જો કે તે મારી પોતાની મત્તા હતી તોબી જાણે ચોરી કરતી હોય તેમ મેં મારો અભ્યાસ ચાલુ રાખ્યોછ, ગુલેસ્તાંન અને બોસ્તાંનની શીરીનસુખનીની ઉંડાણુમાં ઉતરવાને મને મદદ કરનારૂં કોઇ નહી હતું. સાયન્સનાં બીકટ અભ્યાસમાંથી મને જાતી અક્કલનીજ મદદ લેવી પરતી."

" પણુ તેમ હવે વધારેવાર રહેશે નહી, જો બનેતો તું રોજ અંહી આવજે અને હું તારા અભ્યાસમાં તુંને મદદ કરશ. હા, તારા જેવું ચંચલ મગજ ખીલવવાનું કામ હું મોટી ખુશી સાથે એકવાર પાછું હાથ ધરશ."

" ઓ કેવી મહેરબાની, હું રોજ આવીને તમારો ઓરડો સાફ રાખશ હું બધાં તમારાં કાગલ્યાંઓ ઑરડરમાં મુકશ."

" જરૂર દીકરા, ત્યારે તું રોજ આવજે."

ખોરશેદે ખરાં જીગરથી તેવનનો આભાર માન્યો. એકવાર પાછી આગલી જીંદગીનો કાંઇક મીઠાસ આવતો જોઇ તેણી ઘણી ખુશીમાં આવી ગઇ.

તેણીએ ઘર આવી આ બધી વાત નજીને કહી. ડોસીબાઇ હ-રજણુ જેવણુની મુખ્ય સંભાલમાં ખોરશેદને સોંપી હતી તેવણુને હ-વે કશી ફર્યાદનું કારણ રેહતું નહી કારણ રાખેતાના ત્રણ કલાક ખો-રશેદ પોતાંનું સીવનકામ બહુ ધ્યાનથી કરતી અને બાકીનો વખત તે-ણી નજીને કહી વીકાજી માસ્ટરને ત્યાં જતી.

આ મીસાલ દીવશો વહી જવા લાગ્યા, ખોરશેદ આ બધો વ-ખત પેલા અસલ પાકટ અભ્યાસીને હાથે એક મર્દને બાજુ બેસાડે તેની કેળવણી લેતી હતી.

નાજાંમાય હજુર કાસ્ટલમાં પાછાં ફર્યાં નહતાં. હોમજી પગ ઠેડ-વી ઘેર બેસતો નહી તે જવાનને યુરોપનીજ મોહીની હતી એકવાર પાછો તે યુરોપની મુસાફરીએ ગયો હતો, નાજાંમાયની હોંસ હતી કે હોમજી કાઉનસીલ માટે ઉમેદવારી કરે, આજકાલ મસકો લગાડયાથી કે પૈસો વેરયાથી વૉટનો ઘણા ગલેછ તેમ શેઠાણી માનતાં કે ઑન-રેબલની બેઠક મેળવવી પૈસાને જોરે હોમજીને સહેલ હતી. પણ માએ દીકરાનાં વીચારો એકમેકનાં સરખા નહતા. હોમજી ગમે એવો મગ-રૂર હતો પણ તે ભલોને ભોળો હતો, તેને બટરફ્લીકેશનનો ભારે અ-ણગમો હતો અને વળી રાજદ્વારી બાબદનીતો તેટલીજ ટાઢક. ના-જાંમાય જેવી ગાતાની ઉમેદ તો કાઉનસીલનો મેમ્બર થવા ઉપ્રાંત પાર્લામેંટમાં પણ દીકરાની ઉમેદવારી નોંધાવવાની હતી, પણ આપણા હોમજીવા આથતી દોલત અને પુરતી જાહોજલાલી છોડીને રાજદ્વારી બાબદમાં માથું ખોસવા ચાહતાજ નહી.

# પ્રકરણ બારમું.

વર્ષો વહી ગઓં છે અને પૃથ્વીના ઇત્યાસમાં નવા સફાઓ ઉમેરાયા છે. લડાઇને દુકાળ, રોગ અને મરકી બળવો ને હુલ્લડ, આ કલ્યુગમાં ચાલુ થયો છે પણ "પારખ કાસ્ટલ"માં કંઇબી અસાધારણ બન્યું નથી.

નાજાંમાયને નસીએ યારી આપેલી જણાતી નથી. તેવને પોતાના દીકરા ઉપર હકુમત ભોગવવાના ખ્યાલો રાખ્યા હતા પણ હોમજીએ કશું મચક દીધેલું લાગતું નથી, તે અલબત પોતાની મા તરફ ઘણો હેતવંતો હતો પણ આપણે આગલ જોયું તેમ તે દીલ ચાહે તેમ કરનાર હતો.

હીમજી શેઠના ગુજરવા પછીના આ સાત વરષના અંતરે નાજાંમાયમાં જબરો ફરક પડયોછે, તેવન નજલાના ખરાબ દરદથી બીછાંણે મોટો ભાગ પડી રહેછે, તેવણના કાલા બાલમાં કંઇક સુફેદાઇનો ભેળ જણાયછે પણ જીગરે ને ખાસ્યતે આ મગરૂર ઓરત ધડના ધડથી જેવીને તેવીજ કરડી રહી છે.

પાંચ વરષ સુધી નાજાંમાયે પોતાના બેટાની મુશાફરીનો ભટક્વારો સાંત મોહડે પણ કંટાલેલા જીવ સાથ સાંખ્યો. હોમજી શોખીન અને ઉડાઉ હતો, રાજદ્વારી બાબદનો તેને પ્રથમથીજ અણગમો હતો અને પોતાની માતાના માન લેવાના લોભી વીચારને તે હસી કહાડતો. છેલ્લાં જ્યારે તેને ફ્રેનીની મેહમાનદારી કરી હતી તેને આજે સાત વરષ વહી ગયાંછ. તે વખતનો એકત્રીસ વરષનો હોમજી આજે મુઆલો અઠાવીસ વરષનો જીગરાયો ( ! ! ) માટીડો થયોછ પણ પ-

રણુવા માટે તેને નામ નથી લીધું.

એક દીવસ 'મનપર આવ્યુંને હોમજી એકાએક યુરોપની મુસાફ-રીએ નીકલી ગયો. નાજાંમાય રરીયાં બરીયાં, ફ્રેની કકલી, તેણીનાં માબાપે પોતાની દીકરીને અપમાન થએલું માન્યું, પણ તે કશાં ઉ-પરથી ધ્યાન આપવાને હોમજીના કાન ખુલ્લા નહોતા.

આપણે આગલ કહ્યું તેમ નવલુ દુબાશ અસલ વિચારનો ચી-વટ પારસી હતો, પોતાની બેટીને પહેલાં કઇક આશા આપી પાછ-લથી તેણીને છોડી જનાર જવાન્યા ઉપર તેવનને બારે કહેર છુટયો જે તેવને ગજબુતીથી અને ખુલ્લે ખુલ્લો બતાવી આપ્યો.

આજકાલ માતબરોનાં મંડળગાં ખાનબ્હાદુર ખુરશેદજી સર્વેનું ઘણું ધ્યાંન ખેંચી રહ્યા હતા. આ ખુરશેદજી આસરે ઉડતાલીસ વ-ર્ષનો લાંબ ટાંગ્યો દબાયલાં દાચાંનો દારૂથી ખવાઇને ખોખું થઇ ગએલો સખ્સ હતો પણ પાસે કોમીસેરીયટ કંટ્રાકટમાંથી મેળવેલાં પુરતાં દોહડયાં અને સાથે કુંવારો હોવાથી જવાન દીકરીઓની અવી-ચારી માતાઓ આ ધનધન ધોરી ખાનબહાદુર ઉપર ઉફ્નાઇ જતી હતી. નવલુ દુબાશને આ સખ્સ સાથે મીત્રાચારી બાઝી અને નફ્ટ ખાનબ્હાદુરે સુંદર ફ્રેનીના હાથની માગણી કીધી. હોમજી તરફ્ના કે-હરનાંમાર્યા નવલુ દુબાશે હા ભણી અને ફ્રેનીનો વીચાર પુછયો, આ-પણે જાણયેછ તેમ ફ્રેની છાલકી અને અભણ હતી તેણીનો મુખ્ય શોખ અને હોંસ મોહટાઇ અને પૈસા હતો તેમજવલી તે પોતાની ખુબસુરતી ઉપર ઘણી મુસ્તાક હતી. ખાનબ્હાદુર ખુરશેદજીની કેહવાતી અખુટ દોલત અને વળી આગેવાન ખાંનદાન એ કંઇ ના પડાય તેવું નહતુ એટલે તેણીનાજ જેવી બીજી, છકેલ ઇતરોની અદેખાઇ અને સમજુ જવાન

બાનુઓના આગુગમા વચ્ચે આ ચોવીસ વરષની જવાન ગુલછરી પેલા પચાસની ભરતીમાં આવી ચુકેલા દારૂડયા સાથ પરણી એક થઇ. નત્ર લુજીએ પોતાનો બોલ પાલ્યો. આ લગન ઉપર મુખ્ય અફસોસ નાજાં-માયનો હતો, તેવને ફ્રેનીને ઘણી વારી પણ તે નાદાન છોકરી સમજી નહી.

લગન પછીથી ફ્રેનીબાનુએ જીવ ચાહે તેમ કરવા અને મનચાહે એટલું સુખ ભોગવવા માંડયું. આખાં બે વરષ તો તેઓએ દુન્યાની મુસાફરીના અભખરામાંજ પસાર કીધા, પણ હવે તે ઉછાછલી સું-દરીએ જોયું કે લગનનું સુખ એ પ્રકારનું હતુંજ નહી. ખાનબ્હાદુરે બે મહીનામાંજ પોતાના પાખંડ બતાવ્યાં. બેહસ્તીને તો “નૅપ” ને “બ્રેગ” નો એવો ચડસ કે મધરાત સુધી ટેબલ છોડીને ઉઠે નહી. પીએળી આંખ વીંચીને, બ્રેગની બીડળી ઠુકીને ઠુકીજ. એવા નખો-દીયા સોદામાં ગમે એવા કહારૂનનો ખઝાનો ખાલી થાય, ત્યાં પચાસ રૂપ્યાના કલાર્ક પરથી વધેલા ખાનબ્હાદુરના શા આસરા ! ઠુંકી અકલની ફ્રેની આ ધમધોલને માંહે પોલની હાલત જાણી ઘણી દુખી થઇ પણ લોહીનો ગોટ ગળ્યા સીવાય છુટક નહોતો.

નામદાર વાયસ્રોયની સવારી સીમલા ખાતે હતી ત્યાં આ માં-ટીબૈયર પણ ઉતરી પડયાં. એક સાંહજે તેઓ બંન્ને સીમલા કોનવેંટ તરફ ફરવા નીકળ્યાં તેટલાં અચમુચ ખાનબ્હાદુર એક લોહીનું ગચકઇ ઓકી મોંએ ટુટી પડયા, અને ફ્રેનીએ ગભરાટની મારી ચીસો પાડી મેલી. આસપાસનાંઓની મદદથી ખુરશેદજીને તેવનને મકાને પોંહચાડ-વામાં આવ્યા પણ મધરાત સુધીમાં આ શરાબથી તબ્યત બરબાદ કરી ચુકેલા સખ્સે પ્રાણ મેળી દીધો. અફસોસ ! ફ્રેનીનો સુખનો સ્વપનો બે વરષમાં એ મીસાલ તમામ થયો !

અને આ પોતાની જવાન વીધવા હાલતમાં એકવાર પાછી ફ્રેની આપણાં નાજાંમાયની દીકરી મીસાલ તેવનને ત્યાં આવતી જતી થઇ. નાજાંમાય હવે છેક નાતવાંન થયાં હતાં, દરદનાં દુખથી પલંગે પડયાં છતાં શેઠાણીનાં કપડાંનો ઠઠેરા જેવો ને તેવોજ હતો, અને તે માટે ત્રણ દાસીઓ તેવન આગલ એક્કે પગે હતી પણ એક ચોઠી જવાન છોડીગી અવારનવાર નાજાંમાયના ઓરડામાં જણાતી. આ એક એકવીષ વરષની લાંગી પાટલી ફીક્કા ચેહરાની જવાન બાનુ હતી. તેણીના ભરેલા બાલનો ઉંચો અમોરો, અને ફીક્કા ઘટમદાર ચહેરા ઉપર કાલી રોશણ સેતારા જેવી ઝમકતી આંખો જોનારનું પહેલીજ નજરે ધ્યાન ખેંચી લેતાં. તેણીનો પોશાક સદા સાદો રેહતો, મોટે ભાગે કાલી સાડીમાંજ તેણી રેહેતી, પણ આ સાદા પેહરવાસમાં તેણીનાં ટકાવદાર સરનો તોર અને આંખોની બેમુલ રોશણી જોનારને અજબ ખ્યાલ આપતી.

આ આપણી ખોરશેદ, તે ફ્રુ લશકરીની બેટી હતી. આજ બે વરષ થયાં તેણીને શેઠાણી નાજાંમાય આગલ વાંચવાના કામ ઉપર નેમવામાં આવીછે, જોકે નાજાંમાયની ખાસ મરજીથી તો નહીંજ હતી. પણ એવાબી દહાડા આવ્યા કે જ્યારે નાજાંમાય નજલાને સબબ ધોળ્યાપરથી પગ ઉતારી શકયાં નહી, ત્યારે તેવણ પડયાં પડયાં વાંચવામાં સહેજત લેવા લાગ્યાં, પણ દુખ વધતુંજ ગયું અને તેમને છેલ્લાં છેલ્લાં આંગલાંમાં આંકરાં આવવા માંડયા, કે જેથી ચોપડી ઉંચકી રાખવા જેટલું પણ કરી નહી શકવાથી તેવન છેકજ લાચાર થઇ ગયાં. ડાકટર હોરમજશાહે સુચવ્યું કે એક "કમપેનીયન" રાખો. તેવન ખોરશેદને વીકાજી માસ્તરને ત્યાં અભ્યાસ કરતી જોતા, જેથી ડાકટરે તે

ઉપરથી ખોરશેદની ભલામણ કીધી.

"પણ ડાકટર તે તો મારાં નોકરોમાં ઉપરેલી છે." બાઇએ પેહલાં તીરસ્કાર બતાવ્યો.

"બાઇ સાહેબ, હું ખરૂં કહુંછ કે ખોરશેદબાનુનો દેખાવ એક લેડીના જેવો છે, એક ભલા આડયુએટને બાજુ બેસાડે એવી સંગીન કેળવણી એને લીધીછ. વળી તમારાં આ દરદની મુખ્ય દવા તે તમારા શોખ પ્રમાણે સારૂં વાંચણ છે, અને તે તમુને ખોરશેદબાનુ તરફથીજ મલશે." ડાકટરે સમજાવ્યું.

શેઠાણી વીચારમાં પડયાં. "આજકાલ બધીજ છોકરીઓ "બાનુ" થઇ નીકલીછ તેવન ફરફસો. જ્યાં જુવો ત્યાં સૌપર સુધારાનો પવન ફરી વલ્યોછ. હવે ગરગામરેની દુકતીઓબી આગલ માફક તાજી તંદરૂસ્ત અને કસાયલી રહી નથી, ત્યાંબી કેળવણીતું ચેટક લાગ્યુંછ, ડાકટર, મને આ છોકરીનો અણગમો છે."

"વેરીવેલ, કોઇ બીજી માટે જાહેર ખબર છપાવો, તેટલાં એને અજમાવી જુવો." ડાકટર આગ બોલીને ઉઠયા.

એક દીવસ સહવારે ખોરશેદને શેઠાણીના ઓરડામાંથી તેડું આવ્યું અને તે દીવસથી તેણી નાજાંમાયની હાજરીમાં હાજર ગઇ અને "કમપેનીયન" જેવી થઇ, આપણે આગલ જોયું તેમ ચબાક નાજાંમાય સંગીન કેળવણીનાં વખાણનાર હતાં. અને જાતે કેળવાયલાં હોવાથી તેવણનાં વાંચણ માટેના વીચારો ઘણા ઉંચા હતા, એટલે તેવણે પહેલાં તોરથીજ ખોરશેદની વાંચણ માટેની પરીક્ષા લીધી.

"કીયાં ઇંગ્લીશ પુસ્તકો તેં વાંચ્યાંછ?"

"ઘણું કરીને મહાન પુરૂષોનાં જન્મચારીત્રો." ખોરશેદે ધીમા

હલકે જવાબ કર્યો.

"વારૂ બીજાં ?"

"મીસ યંગની લખાયલી બુક-ઓવ-ગોલડન ડીડસ" "પ્લેન લીવીંગ એન્ડ હાઇ થીંકીંગ" તેમજ મારા ગાનીતા ઑથર ફ્રૅંકની કલમે લખાયલી "મુશકેલી વચ્ચે વિદ્યાભ્યાસ."

શેઠાણી આ પુસ્તકોનાં નામ જાણી સેહજ ચોંકયાં. ખોરશેદની રોશણ ચશમોમાં બાહોશી અને વીદ્વતા ઝલકતા આફતાબ મીસાલ ખુલ્લી પ્રકાશતી હતી

"વારૂ બીજું કંઇ ?" તેવને પુછવું ચાલુ રાખ્યું. "કીયા પોયટોની કવેતાઓ તું વધારે પસંદ કરેછ ?"

"શેકસ્પીયર મારો સૌમાં માનીતો કવી છે."

"શું બીજા કવીઓના વીચારો ત્યારે તુંને રૂચતા નથી ?" શેઠાણીએ શેઠાઇથી સવાલો કરવા જારી રાખ્યા.

"કાઉપરની ધર્મી લાગણીવાલી કવીતાઓ મને ઘણી પસંદ છે, ટોમસનની કલમથી કુદરતી બલીહારીઓનો ખરો ખ્યાલ આવેછ, જ્યારે મીલટનની બેહસ્ત અને દોજખનો ચીતાર આપનાર કવેતોને કોઇ પોંહચે નહી, અને હાલના પાદશાહી કવી ટેનીસનની મીઠાસભરી કવીતાઓ એ બધી હું પસંદ કરૂંછ."

એક મર્દને બાજુ બેસારે એવી ખોરશેદની કેળવણી ઉપર નાજાંગાય હેરત રહ્યાં. "વારૂં ઠીક, આંય નૉબલ.-ડીડસ,-ઓવ.-વીમનનું આ મારૂં પુસ્તક અધુરૂં છે ત્યાંથી વાંચવાનું ચાલુ કર.

આ જવાન બાનુની આવી સંગીન કેળવણી ઉપર જરાપણ શક લાવવાને આપણને કારણું નથી. શું આ બાલક છોડી બચપણથી વીકાજી વીદ્વાન જેવા એક ઓલ્ડ સ્કૉલર અને હીમજી શેઠ જેવા પ-

ક્રુટ ફીલસુફના હાથ હેઠળ ઉછરી નથી? અને ત્યારે તે બે વિદ્વાનોનાં સાગટાં મલેલાં ભેજામાંનું આ ફળ આપણી ખોરશેદ સર્વને હેરત કરનારી કેળવણીમાં પુરવીણ થઇ નીકલી હતી.

હવે ખોરશેદને હાથ ધરતું કંઇબી કામ કરવાને રહ્યું હતું નહી. રોજ બપોરનો વખત તે વીકાજી સાથ પસાર કરતી, પણ શેઠાણી આગળ વખતસર વાંચવા જવાને તેણીનાં જવાન જીગરમાં ઘણા નાપસંદ ઉછાળા થતા.

નાજાંમાય સખ્ત તોરથી વર્તતાં હતાં. એક કલાકસુધી તે પુસ્તક વંચાવી નાજાંમાયે તે પડતું મુકાવી "બોખારાની બલીહારી" વાલી ચોપડી શરૂ કરાવી, જ્યારે સ્ટમબોલ અને બોખારાની સ્વરમાં મગજ થાકયું ત્યારે તેવને "ડીકન્સ" ની એક રમુજી નોવલની તલપ કીધી.

ત્રણ કલાક સુધી વંચાવ્યાબાદ તેવને ખોરશેદને જવાની રજા આપી. "તું ઘણું સારૂં વાંચેછ." નાજાંમાયને બોલવાની ફરજ પડી. "હું સાંજે તુંને પાછી બોલાવશ. જા ને અમીનાને મોકલાવ."

આવી રીતે ખોરશેદ આજને કાલતો નાજાંમાયનો "કમપેનીયન" દાખલ નેમાઇ હતી.

## પ્રકરણ તેરમું.

આ માતબર દરદી તરફથી જુદાઇએ એકબી ઉપકારના સખુન સાંભલ્યા વગર જવાન ખોરશેદ ઓરડાની બહાર પડી. રાતે પણ અગ્યાર વાગતાં સુધી તેણી પોતાના મીઠા હલકે વાંચી સંભલાવતી, અને

નાજાંમાય તે ખુશ વાજીંત્ર રૂપી અવાજમાં પોતાનું દુઃખ ભુલી જતાં.

બે વરષ સુધી તેણીએ આ કામ બજાવ્યું, પણ નાજાંમાયે કદી તેણીને એક ઉપકારનો સખુન કહી સંભલાવ્યો હતો નહી. ફ્ણુ ફી-સાદયાની પોરી તરફનો તેવણુનો અણગમો જેવોને તેવો હતો. મનસે નાજાંમાય હંમેશ ફ્ફરતાં કે આ છોકરીને નોકરોની સંફ્માં ઉધારી પ-ણ તેણી આવી નાજુક અને શેઠાઇને બરના તોરવાલી કેમ ?

અંતે હોમજીશેઠ તરફથી તેણીની માતાને કાગજ મલ્યું કે તે હવે જલદીજ "પારખ કાસ્ટલ" માં પાછો ફરનાર હતો, અને તેબી વળી પોતાના દોસ્ત આસનાવો સહીત. નાજાંમાયની ભારે ખુશાલી વચ્ચે હોમજી પોતાની સાથે ઓનરેબલ શેઠ પેશોતનશાને લઇ આ-વનાર હતો.

ઑનરેબલ શેઠ પેશોતનશાહ બ્હાદુર સી. એસ. આઇ. મુંબાઇ-ની ગવરનરની કાંઉનસીલના સભાસદ હતા. તેવને ગએ મહીનેજ ગ-રીબ ખેડુતોના કર માટે ઝુમએસ ઉઠાવી પુણાનો કાઉનસીલ હૉલ ગ-જાવી મેલ્યો હતો, આ ગ્રહસ્થ આખા પારસી ટોળાંમાજ નહી પણ પરજાતમાંબી લોકપ્રીય હતા, અને આ રાજદ્વારી બ્હાદુર જોદ્ધા આ-જે "પારખ કાસ્ટલ" ના પહરોણા દાખલ હોમજી શેઠ સાથ ત્યાં આવનાર હતો.

નાજાંમાયે પોતાના કાસ્ટલનો સૌથી આલીશાન અને આરાસ્તે ઓરડો આ માનવંત પહરોણા માટે ખાસ તૈયાર રખાવ્યો હતો.

"ઑનરેબલ પેશોતનશાહ કંઇ ફક્ત રાજદ્વારી કામમાંજ બા-હોશ કે પ્રખ્યાત નથી, તેવન એક અચ્છા લેખક અને વિદ્વાન કવી પણ કહેવાય છે."

નાજાંમાયે આપણી ખોરશેદ આગલ પોતાને ત્યાં આવનાર પ-હરોણાની વડાઇ કીધી.

"એક લેખક અને કવી હોવાથીજ તેવણના વીચારો ગરીબો અને માતબરોનું સરખાપણું કબુલ કરનાર છે."

ખોરશેદના આ બોલવાથી નાજાંમાયે તેણુ ફેરવી કહ્યું. "વી-કાજી વિદ્વાનના સુદ્દયાણા વીચારો મને બીજે મોંહડે સાંભલવા ગમતા નથી."

આ અપમાનથી આપણી સુંદરી ઉઠીને બારી નજદીક જઇ બેઠી કે અંદર આપણાં બાનુ ફ્રેની નવીજ ફેશીનના ઠઠેરામાં સજ્જ થએલાં આવી નાજાંગાંયની પાસે ખુરસી ઉપર બેસી ગયાં.

"ચાલ ફ્રેની હવે કાસ્ટલમાં પહરોણા આવેછ, એટલે તું તે-ટલા દહારા અહીંજ રેહજેને ઘેરની દીકરી હોય તેમ બધાંને રીરીવ કરજે; મારૂં દરદ જરા નરમ છે પણ તે મને ઝાઝોવાર ઉઠવાની રજા આપે તેમ તો નથી." શેઠાણી પોતાના દુખતા પગ પસવારતાં બોલ્યાં."—

"શું તમે એ કામ મને સોંપોછ? માયરે, નાજાંમાય, બરી મને તે ક્યાં એવી આવડ છે જે," ફ્રેનીબાઇ ચીબાં થયાં. "ઑનરેબલ પેશતનશાહ આવેછ તેથી હું ઘણીજ ખુશીછું, વરી એવણતો મોટા ફીલસુફ લખનાર છે કેહેછ કે એહીરસ્તુનનાં ડુંગરપરના હખામનીયાન ભાષાના ખીલારોકી હર્ફોબી એવન જાણેછ, મરે ભેંજુ કે બબા!"

થોડો વખત ચુપકીદી.

"નાજાંમાય આંય મારો નવો પોલકો જોયો કે?" ફ્રેની પોતાનાં બહનની બોંહે આગલ ધરતાં બોલી "મીસીસ માર્સ્લને ત્યાં

નવીજ પૅરીસથી ફેશીન આવીછ, ત્યાં તૈયાર કરાવ્યો."

"મીસીસ મારસ્લને ત્યાં તો બહુ મોંઘો પડે." નાજાંમાયે કસરયાપણું બતાવ્યું. "અરે પણ ખરારજો તેં છેલ્લાં મારા હોમજીને ક્યારે જોયોતો ?"

"ઓ કંઈ જમાના થઈ ગયા." ફ્રેનીએ જરા રીસાવાની ઢપે કહ્યું." ગીએ વરષ હમે આગ્રાના તાજમ્હાલ આગલ અચણુચાં મળી ગયાં હતાં. ઓ નાજાંમાય તમે માનસો, હું મારા ખુરશેદજીને પરણી તે આગમજના મારા બધા દહારાઓની મને હોમજીશેઠને જોતાંજ યાદ થઇ."

"તેંને તારાપર ઘણું ધ્યાન આપ્યું તુ કે ?"

"નહી હોમજીશેઠ તો ઘણા મોટા લોક છે."

"હોમજી પેહલાં કેવો મારા કહ્યા સરનો હતો, શું કરૂં મારા ડોળા વીંચાય તે આગમજ હું એને ગોઠવાઇ ગએલો જોવા માગુંછ."

આ બાધી થતી વાતચીત ખોરશેદ સાંભલતી બેઠી હતી, તે-ણીની હાજરીની પેલી બે બાનુઓને જરાબી પરવાહ નહતી, ફ્રેની અને ખોરશેદ વચ્ચે સદાનુ બીયાંબારૂં હતું, લાયબ્રેરીના ઓરડામાં ફ્રેનીને આપેલું બુચી ખોરશેદનું અપમાન તેઓ બંન્નેની યાદમાં તાજુ હતું. વળી એક સાધારણુ આદમીની છોકરીમાં આવી ઉંચી કેળવણી જોઇ ફ્રેનીને બહુ બલાપો થતો.

"નાજાંમાય એ તમારી કમપેનીયન શું ફારસી અને અરે-બીકબી વાંચી જાણેછ કે ?" એક દીવસ તેણીએ પુછયું હતું.

"હા, મારા સાંવકા દીકરાએ એને બચપણથી ચોપરીઓ ઉ-પરજ ઉછારીતી."

" અજબ છે કે તમે એને એકુ કાલેજમાં મોકલી કંઇ ડીગ્રી નહી લેવા દેતાં," ફ્રેનીએ ચવઇ કીધી.

" નહી એ મને ઘણીજ કામની છે મારાં દુખ દરદમાં એનાં વાંચણુ વગર મારૂં શું થાય.' નાજાંમાયને કબુલ કરવાની ફરજ પડી.

" અરે પણુ જાહેર ખબર આપો તો ઢગલાબંધ આવીને ઉભી રહે આજે શીખેલીઓના શું ટોટા છે."

"હા પણુ તેવી કોઇ છાલકી કેલવણી વાલી પારસીઓના તોર મને નહી પાલવે, શેઠાણીની કમપેનીયન દાખલ પોતે ઘરમાં સાહેબીપણું ભોગવે, તુંને યાદ છે કે ફ્રેની ગઇ પુણાની સીઝનમાં એમપ્રેસ ગારડનમાં એક જવાન પારસી બાનુ ફરતી હતી, શું તેણીનો ઠઠેરો ને તોર, શાલ ઓઢેલી તે ઉપર તો મોતીના ઝુમખા લટકે, હું જાણું જે સરને ત્યાંની કે રેડીમનીને ત્યાંની કોઇ હોશે. પણુ ડાકટર હોરમજશાહે કહ્યું કે તેતો મીસ મ્હાળાનુ મોટાશેઠની કમપેનીયન હતી, હવે આંય કંઇ થોડાં કોતક છે."

" હા, પણુ આંય તમારા વારીની આંખ તો એવી છે કે રાતે બત્તી વગરના અંધારા ઓરડાબી ચમક ચમક થાય ને બા હુંતો તેથી બીહીને ફેન્ટજ મારી જાઉં." ફ્રેની બોલી.

આ ઉછાછલી સુંદરીની નઝાકત અને બીહીકણુપણા ઉપર આપરાં નાજાંમાય હોઠ મલકાવી હસ્યાં. હજુર તેવનના આગલા વીચારો જેવાને તેવાજ હતા. ફ્રેની વીધવા થઇ તો શું છે? હવે તો ઓરબી દુબાશ્ના પૈસામાં મરહુમ ખાનબહાદુરના પણુ ઉમેરાયા છે.

અંતે હોમજીશેઠ "પારખ કાસ્ટલમાં" પધાર્યા, આજે આપણુા જવાન, અઠાવીસ વરષનો, બારી સુછ, હુમકી દહાડી, અને પહેલવાની બદનનો દેખાય છે, તેના ચેહરાની ગોલાબી ખુબસુરતી એ-

સ્તોને અદેખી કરે તેવી હતી, આવતાંને વાર તુરત તે પોતાની માના ઓરડામાં ધસી આવ્યો.

"માયજી."

"મારા હોમજી."

નાજાંમાય પોતાના બેટાને ભેટી પડયાં, ખોરશેદ એક તરફ પુસ્તક લઇ ઉભી હતી તે આ છોકરા પછીથી મર્દ બનેલા હોમજી શેઠને કંઇક ઘણે વર્ષે આજે જોતી હતી, તેણી સેહજ નમી ઓરડામાંથી ચાલતી થઇ.

"કેવો સુંદર ચેહરો" ખોરશેદ મનસે બોલી. "પણ કેટલો મગરૂર, મારા લીમજીશેઠની માયા મમતા એના ચેહરા ઉપર જરા નથી."

તેણીએ વીચાર્યું કે હોમજીનો ચેહરો એક લુટારૂ સરદાર જેવો વધારે હતો, એક વાર્તાને નાયકને બરનો. હોમજીએ તેણીને જતાં જોઇ નમન કર્યું, પણ તેમ કરવા જતાં ખોરશેદની ઝલકતી કાલી ચક્ષમોગાંનો તુચ્છકાર તે જોઇ લેવાને ચુકયો નહી. બન્નેની આંખો એક મલતાંજ સાત વરસની વાત ઉપર લાયબ્રેરીમાં બનેલો પેલો બનાવ તેઓને સામટો ધાઇ આવ્યો, હોમજીએ તે વેળા તેણીને સખતાઇથી કહ્યું હતું, "ચાલ રસ્તો પકડ." પણ આજે તો ખોરશેદ પોતેજ ત્યાંથી તોરથી ચાલી જતી હતી, તેણીના જતા નાજુક આકાર ઉપર હોમજીએ નજર ઠેડવી રાખી. "માએજી તમારી પાલક ઘણી ફેરવાઇ ગએલી લાગેછ." તેને કહ્યું.

"છટ્ એને મારી પાલક કરીને કોઇ દહાડો કેહેતો બોલતો ના, હોમી." નાજાંમાય ઠસ્સાંમાં બોલ્યાં, "લીમજીના વારસામાનું એતો એક ચોભલું છે."

"પણ હું ધારૂંછ કે એ તમુને કામની છે, નહીતર તમે એને આપરા ખાસ ઓરડામાં આવવાની પરવાનગી નહી આપતે."

"એ વાંચેછ ઘણું સારૂં. પણ હોમી દીકરા, મને તારીજ વાત કરવા દે હું ધારૂંછ કે તુ હવે અહીંજ પગ રાખીને રેહશે. તેં દુન્યા હવે પુરતી જોઇછ, મારી ઉમેદ છે કે મારા હાથ પગ બંધાય તે આગમજ તુંને પરણાવીને ઘેરીતો બારીતો કરૂં."

"સાંભલવાને તો એ બધું સૌ ઠીક લાગેછ." હોમી હસ્યો "પણ માયજી તમારા પહરોણાઓમાં અહી કોઇ ખાસ ધ્યાન ખેંચવાજોગ આવશે કે ?"

"હા મેં સીકંદરાબાદવાલા સોહોરાબજંગ બ્હાદુરને આપણે ત્યાં પપેતીના દહાડા ગુજારવા બોલાવ્યાછ અને તેવન પોતાની બે દીકરીઓને લઈ આવતે અઠવાડીયે આપણે ત્યાં આવશે. આંય બેહુ છોકરીઓની મેં ઘણી તારીફ સાંભલીછ, કેહછ કે ઘની ખુબસુરત છે અને ગાવા બજાવામાં તો બલા કુસલ ગવૈયાને બાજુ બેસાડે તેવી છે, એ બેમાંથી એકબી મારી વહુ થાય તો હું ઘણી ખુશી થાઉ."

"વળી, ફરામર્ઝ લોર્ડની દીકરી નવલુબી આવેછ, મારી જુની સહી પીલાંમાય પોપટની સાથે. આંય નવલુતો એવી ઘોડેસ્વારોમાં એક્કી છે કે ગીએ મહીને એને મ્હાબલેશ્વરની ટેકડી ઉપર સ્વારીમાં પહેલું ઇનામ જીતી લીધું હતું. તેંતો તે હેવાલ પેપરમાં વાંચ્યો હોસે, દીકરા ?"

"હા અને ઘોડેસ્વારોમાં ઇનામ જીતનાર નવલુનું નામ વાંચી હું તો તેને પહેલાં માટીડો સમજીગો, બાનુંઓ પોતાના નાજુક દરજાઓ ભુલી જઇ મર્દોની હરીફાઇ કરવા નીકલે તેતો બા મને પસંદ

નથી. પણ ઠીક થયું કે તમે ફ્રાગરેઝ લોર્ડને પોતાને અહી બોલાવ્યો નથી તેના જેવા ફીશીયારીખોર ટચાંકની સાથે મારી રાસ કદી બંધ બેસતી નથી, વારૂં બીજું કોણ?" હોમજીએ મુછ મરોડતાં પુછ્યું.

"બીજું તો ઑનરેબલ પેશોતનશાહ, મેં સાંભળ્યુંછ કે તેંબી બીજા થોડાકને નોતર્યાંછ?" માએ પુછ્યું.

"હા માયજી, મારી ઉત્તર હિંદુસ્તાનની મુસાફરી વખતે મને ઠેકઠેકાણેથી લોકોએ ઉતારો આપેલો ને મારી મેનીજ કીધેલી તે મારેબી તે લોકોને નોતરવાં જોઇએ કેની! મારા પહરોણાઓમાં એકતો હીરાજી બારીસ્ટર આવશે, છે તો સારૂં આદમી પણ બા જબરો કોનઝરવેટીવ! કૉનગ્રેસનો તો ડાહવે હાથે દોસ્ત છે, એટલે તેને ઑનરેબલ પેશોતનશાહ સાથે અહીં કેમ બનશે તેની ફીકરમાં હું છું."

"એ બેહુ મહરઘો આગલબી આપણાં કાસ્ટલમાં સામટા રહી ગએલા છે." નાજાંમાય બોલ્યાં. "પણ વારૂં બીજું કોણ?"

"એરચશાહ આગ્રાવાલાને તેની વાઇફ, આંય એરચશાહને તમે નથી ઓલખતાં માયજી! એ એક જબરો બાહોશ લખનાર કેહવાયછ ને એની બૈરી આલાંમાયતો એક ખુબસુરતીનો નમુનો છે. જબરી બોલકની, હસમુખી ને ફેસ્નેબલ છે; પણ કામકાજમાંતો હારકાંનો કાઠરો. હમેંશ આયાને મોકલી બચ્ચાંઓની ખબર પુછાવે, તેટલોબી પોતે દરકાર રાખે નહી. એક દહારો કોઇએ પુછયું આલાંમાય, તમારા પોલકાની સીલાઇનું શું આપ્યું. તો આ ફેસ્નેબલ પુટલીએ જવાબ દીધો. મારી જાણે બલાં, એવાં કામમાં કોણ માથું દુખવે, હું તો બીલ એમનું એમ એરચને આપું તો એવણ બધું જાણે."

"ત્યારેતો આ તારાં આગ્રાવાળાંઓ કરજમાં ડુબેલાં હશે." નાજાંમાયે તર્ક કીધી.

" વગર શક." હોમી હસીને બોલ્યો. "આખા આગ્રામાં સૌથી મોટી દુકાનને ખીલતો ધંધો છે; પણ પારકા કામદારો રાખી પરાએ હાથ કામ કરાવે એટલે નોકર રળેને શેઠ ખાએ એમ કદી બન્યુંછ? એવો મામલો છે રસ્સે રૂ ધારો."

" એવાંઓને કાંય બોલાવ્યાં હોસે? વરને દીવારૂં ફુંકાવનારી એવી છાલકી ઓરતોને તો જાહેરમાં કોઇએ કોટુંબી નહી આપવું જોઇયે."

"અરે એમ બેમ કરતાં ના મમા મને ખાસ ઉતારો આપી આગ્રામાં મારી ઘણીજ મેનીજ કીધીછ, સરદાર મુસાખાન અને આ-સર જેમસ નૅસ્બીટને મારા માન માટે ખાણાંપર સૌ બોલાવ્યાતા."

"હોસે, હોસે, અરે પણ ખરાર મેં તુને કહ્યું કે આપરી ફ્રે-નીગી અહીંજ મારી સાંથે આવી રેહછ, એતો ના કેહતીતી પણ મેંજ બોહસ કીધી." નાજાંમાયે ઠોક્યું.

"ઠીક કીધું, તમે જાણોછ કેની માયજી ઑનરેબલ પેશોતનશાહ જવાંનીમાંજ રંડાયાછ એટલે હવે ફ્રેની બાનું માટે ઠીક જોરો થઇ પ-ડશે. ખાનબ્હાદુર પછી ઑનરેબલની અજમાયસ, કેમ ?"

હોમીના આ ચેષ્ટા ઉપર નાજાંમાયે હોઠ કરડીગો. "તું જાણતો નહી હોસે હોમજી કે ખાનબ્હાદુરને પરણવામાં એને બીચારીએ ફક્ત પોતાના બાપ તરફ તાબેદારી બતાવીછ, અને વરી તેમાં તારોબી વાંક હુતો જોઉંછ, તેં એને ઉતેજણ આપ્યું પછી છોરીને ચાલી ગયો."

" હું કબુલ કરૂંછ કે એની ખુબસુરતીએ મને થોડાવાર ઘેરીયો.

હતો ખરો," હોમજીએ ગંભીરાઇથી કહ્યું. "પણ માયજી મેં નક્કી માન્યું કે એ છોકરીથી મારો સંસાર સુખી—જવા દેવો બાપુ, તમુને સાંભલવા ગમશે નહીં." અને હોમજી ઉઠી ગયો. તે દહાડે વાત ત્યાંજ બંધ પડી.

પણ હોમજીને પોતાના વીચારો તુરતજ ફેરવવા પડયા. તેને ખાણાના ઓરડા તરફ ચલાવ્યું, પણ એ પેલી ચાહની ટેબલ આગલ કોણ ઉભું હતું ? કોઇ ભલી રાજવંસી શાહઝાદીને બાજુ બેસાડે તેવી સુંદર ગુલાબ જેવી, ટટાર સીધી, એક ચાંદીના પુટલાં સમાનની મીઠી નરમ આંખોને હસ્તા રાતા લબોવાલી ! શું આંય તે આગલા દીવસોની ફીક્કી નાજુક ફ્રેની હતી ? હોમજી બેપલ થંભ થઇ આ ખુબસુરતી જોતો ઉભો. અઢાર વરષની છોકરવણ ખુબસુરતી આજે સતાવીસની જોબનવંતી સુંદરીમાં ફેરવાઇ ગઇછે ખરેખર તે આવી અ-સાધારણ સુંદરતા માટે આગલથી તૈયાર નહતો, તેણીના ભુરા બાલનાં જફાદાર ઝુલફાં નવીજ ફેશીનમાં ગોઠવાયલાં હતાં તેણીની મરોરદાર હાંસ રૂપી ગરદન ઉપરનો લંબગોલ અંબોડો માથાંબાના વગર બહુ શોભતો હતો, તેણીનો કાલો પોશાક ગોલાબી સુંવાલી ચાંમડી આગલ અજબ ફરક બતાવતો.

કેટલે લાંબે વખતે આપણે "પારખ કાસ્ટલ" માં પાછાં મ-લ્યાં, ફ્રેની હોમજીને શેકહેન્ડ કરતાં હસ્તે હલકે બોલી છેલ્લાં તમુને યાદ છે કે આપરે "કાસ્ટલની લાયબ્રેરી જોવા ગયાં હતાં ત્યાં પે-લી કારી આંખની છોકરી બરાઇને વાંચવા બેઠીતી."

"હા, મને તે બેસબબ યાદ છે; તે નહાની છોકરી તરફ હું બેઅદબ થયોતો" હોમજી કંઇક લજવાઇને બોલ્યો. "આજે સહવારે

લીમજીની તે પાલકને મેં મારાં માએજીનાં ઓરડામાં જોઇ અને સાત વરસની વાત ઉપરનો તે બનાવ મને અચપુચ યાદ આવ્યો."

હોમજીએ ટેબલપર ગોઠવાઇ બેસતાં ફ્રેનીના ખુસ્નુમા હાથે એક કપ ચાહની તલબ કીધી.

બીજે દીવસે પહરોણાઓ આવનાર હતાં. મરહુમ લીમજી શેઠના અંગત વપડાસના ઓરડાઓ જેની બારીઓ બાગના સૌથી ઠંડક આપનારા રમણ્ય ભાગ તરફ ઉતરતી હતી તે અએવાનો ખાસ આ. પેશોતનશાહ માટે તૈયાર થયાં.

સાંજના છ વાગે પહરોણાઓની સામટી ધુસ આવી ચહડી. નાજાંમાય હવે સેહજ સાજ ફ્રી હરી શકતાં હતાં એટલે હાલમાં પોતાના ઓરડામાં પોતાનાં ખાનદાની ઝવાહેરો સાથેનો સંગાર કરવામાં રોકાયાં હતાં. પહરોણાઓની ગડબડ કરતાં તેમના નોકરોની ધધુખર ભારે હતી. એરચશાહ આઆવાલાનો ઘોઘાટી સાહદ વીશેશ સંભલાતો, ારણુ તેવણુને પોતાનાં બાનું આલાંગાયનાં માનીતાં કુતલ્યાંની ખાસ સંભાલની જોખમદારી મલી હતી.

" ઓમાએ ! આવાં આદમીઓ સાથે મારો હાસીસંગ કેમ જશે. હોંજીયા હોમીએણી એ શું પાંજરાપોલ ઉભું કીધુંછ. " નાજાંમાયે મનસે વીચાર્યું. "સારૂં થયું કે મારે બદલ ફ્રેની છે."

સાત વાગતે નાજાંમાય ધીમેથી દ્રોઇંગ રૂમમાં ગયાં, જ્યાં તેવણુનાં બધાં પહરોણાંઓ ભેગાં મલ્યાં હતાં પીલાંમાય પોપટ તેવણુનાં અસલ સહી થતાં હતાં. તેવનનું આંગ જરા મારેલું, અને જબાં પોપટના જેવી બીનસમજ બકવા કરનારી હતી, હતાં તો સારાં ખાનદાનનાં પણ માબાપનાં એક પુરાં હોવાથી લાડપેલાં છકરેલાં ને શી-

ખ્યા ભણ્યાં વગરના ખુઠાં જેવાં રહી ગએલાં. તેવને પહેલાં નાજાંમાય માટે જગ્યા કીધી. ફરામર્ઝ લોર્ડની નવલુ એક ઇઝીચેરના હાથા ઉપર બેઠી બેઠી પોતાના લોખંડી બુટના પગે કંઇ રાહ વગાડતી હતી. તેણીનો દેખાવ તારના ઝાર જેવો, પણ વા વાગેતો ઉડી જાએ તેવો નહી! તેણી પોહલાં હારકાંની મોટા લાંબા હાથ પગની. મર્દના જેવા રાઠોડ કદની અને તદન સીધી હતી. તેણીનાં દાંત લાંબા, ચહેરો બરેલો, અને કંઇક સામલા રંગનો હતો પણ દેખાવ ઠીક હતો. તેણીનો સ્રાહદ મોટો મર્દ જેવો ઘોબાટી અને ભારી હતો. ઘોડેસ્વારીમાં તેણી કાઇબી મર્દને બાજુ બેસાડે તેવી પોતાનાં નામ "નવલુ" ને છાજતીજ હતી. ફ્રેનીએ જોયું તેમ આ નવલુને કપડાં બાટે તો કસાબી 'ટેસ્ટ' જ નહતા, પોપટયા રંગની સારી સાથ ગોલાબી બદનમાં તેણી ફ્રેનીને મન તાબુતના વાઘ સમાનની હતી.

ફ્રેની એક મોટી આરામચેર ઉપર અરધી અલેટાઈ ઑનરેબલ પેશોતનશાહ સાથ ધીમેથી વાત કરતી હતી, તેણીનાં હાથીદાંત જેવા મોહક હાથોમાં નાજુક પંખો હતો, અને તેની ધીમી વાની લેંહકી લેતી નાજુકાઈથી અલેટાઇને ભભુકદાર ઝુમર હેઠળ બેઠી હતી. આખાં દીવાનખાનામાં તેણીની ખુબસુરતી કાંઈ ઓરજ દીપતી હતી. તેણીનુ કાલી મખમલનુ જેકેટ અરધું ગલાં આગલથી ખુલ્લું હતું. જેમાંથી તેણીની અલેબેસ્ટર જેવી ચામડી અજબ કૉનટ્રેસ્ટ બતાવતી.

નાજાંમાયને દાખલ થતાં જોઇ ઑનરેબલ પેશોતનશાહ બાનુ ફ્રેનીની બાજુમાંથી ઉઠી અદબથી નમતા નજદીક આવ્યા. તે બહાદુર પેહલવાન જેવું ટટાર બદન, તે યુરોપ્યન જેવો ગુલાબી તંદુરસ્ત મુખડો, તેજસ્વી આંખો, ચીબ્બટ પાટલા હોઠ, બરેલો ટેટો, અને

મરદાનગી ભર્યો હલક જોનારને પેહલીજ નજરે ખેંચી લે તેવાંહતાં. બીલોરી બત્તીના સોનેરી ઉજાસમાં પેશોતનશાહના મીઠાસભર્યા ચેહરાના અદબવાલાં નમનનાં ઉત્તરમાં નાજાંમાયે હસીને ડોકયું કીધું. ખબર અંતર પુછાયાબાદ ઓરડાના નરમ ગાલીચા ઉપર કોઈ એકાએક ઉડી આવ્યું હોય તેમ વગર અવાજનાં ઉતાવલ્યાં ન્હાનાં પગલાંએ મીસીસ આલાંમાય એરચશાહ આઆવાલા હસ્તે મુખડે આવી ઉભાં, તેવન માથાંથી તે પગ સુધી સુફેદ ડ્રેસમાં હતાં, ગલાં અને હાથમાં પણ સુફેદ મોતીજ, પગમાં બુટ અને મોજાંબી સુફેદ ચેહરાની ચામરી પણ દુધ જેવી, હસતા દાંતો પણ મોતી જેવા વળી ગલાં આગલ સુફેદ ગુલછરી અને "વાઇટરોઝ" નો બટન હોલ ખોસ્યો હતો, આ ધમધોલને માંહે પોલવાલી સુંદરીને સભ્યતા ખાતર નાજાંગાએ શેકહૅન્ડ કીધી, પણ તેવણુની પાછલ ઉભેલા એરચશાહ શેઠ તરફ તો શેઠાણુંએ સહેજ નમનનો લેંહકો કીધો, કારણુ તેવન ગાનતાં કે એ હેકેલી બૈરી વરનીજ મુર્ખાઇથી હોય આ આઆવાલો ખરેખર પોતાની અભણુ બૈરીના કહ્યાસર રહે તેવોજ અકુખરો હતો, અને વળી ગ્રંથકર્તા કેહવાત્તાનો ઠાલી હાંફરો ! ફાંફાજતો. !

જ્યાં આલામાય ફરતાં ત્યાં તેવનની દુધ જેવી ચામરીની વખાણુ થતી, પણુ ફકટ આલાંમાયની માનીતી આયા અમીનાજ જાણુતી કે તે માત્ર આલાબાસ્ટર ક્રીમના લેપડાને બ્યુટીચાર્મનાં પડ હતાં. તેણીનાં માથાં ઉપરનો નારીઅલ જેવો અંબોડો ખોટા બાલની ગુવાડી પુરતો, આંખ તરફ જોતાં ભવાંની જડ કાલાસ ઇસ્ટબોલની કીકી રંગનારી ળુકીનો ખ્યાલ આપતી ગમે તે હોય પણુ સોસાઇટીમાં તો આ નાઝનીન સર્વેનું ધ્યાન ખેંચતી.

ત્યારબાદ આવ્યા હૈદરાબાદના સોરાબ જંગ બ્હાદુર, અને તેવનનાં બે બેટીઓ, દીનારઆદીને શેહરાઝાદી. નવાબનો દેખાવ ખાલેશ મોટી લાંબી દહાડી સાથનો, દાનાંવ બુઝર્ગ આદમી જેવો હતો. તેવને નવાબી સલામ સાથ નાજાંમાયની ભેટ લીધી, "આપના રોશન દીદારથી મુજને નહાયત શાંદમાનો હાંસલ થય છે! આએ નેકબખ્ત બાનુ" તેવને ઝુકીને આદાબ બજાવતાં કહ્યુ.

દીનાર અને શહેરા, સોનામણી ચંચલ છોકરીઓ જણાતી, તેણીઓએ અસલ ઓરીયન્ટેલ બ્યુટી માફક બાલના સપાટ સહેંતા પાર્યા હતા, અને ઝનાનાની બીબીઓ સમાન ઘરેણાંથી ધુમ આંગ સંણુગારયું હતું.

કલકતાવાલા હીરાજી બારીસ્ટર હવે છેલ્લા બાકી રહ્યા. આગલ હોમજીએ કહ્યું હતું તેમ તેવન જબરા કૉનઝરવેટીવ હતા. તેવન સાધારણ કદના મધ્યમ બાંધાના, મીઠા હસ્તા સ્વભાવના, ભોળા અને દુલ્લા હતા, તેવનનાં જેવા એકની સંગત આપણાં નાજાંમાયને ઘણી ભાવતી લાગી.

ખાણાને વખતે સર્વે ડાઇનીંગ રૂમમાં ભેગાં મલ્યાં. અલબત ખાણું ઇંગલીશ હતું. લોર્ડની નવલુ પાસે આઆવાલા બેઠા હતા. તેવન પોતે પોતાને મહાન લખનાર ધારતા હતા અને નવલુ જેવી બ્હાદર છોડી તેવનને પહેલીજ નજરે ગમી ગએલી લાગી.

"તમો જેવાં એક કુશલ બાનુની સંગત મલવા માટે હું મગરૂર છું." આઆવાલાએ ભટાઈ શહર કીધી." આંય ટામાટા લૉબસ્ટર લેશો?"

"હાજી." આઆવાલા પોતાનું ટમ્બ્લર છલાછલ ભરતા બોલ્યા. "તમે કીયો વાઇન સૌમાં વધતો પસંદ કરોછ?"

"હું દરેક જાતના વાઇન પીઉંછ." આ છોકરાના ખ્યાલવાલી છોકરીએ કહ્યું. "બીજી બાનુઓ, વાઇન નહી પીવાની નાજુકાઇ કરેછ એ બધા ઢોંગ, પણ વારૂં આંય સીઝનમાં પુણાની ઘોડાની રેસમાં તમે જનાર છો કે? જો આગાખાન મને પોતાના "જોકી" દાખલ કબુલ કરે તો હું પોતે રેસમાં ઉતરવા તૈયાર છું." આ પ્રમાણે નવલુબાઇ અહીં પોતાની જાત બતાવતાં હતાં, ત્યારે ટેબલપર વળી કાંઇ બીજીજ વાત ચાલતી.

ઑનરેબલ પેશોતનશાહ અને હીરાજી બારીસ્ટર વચ્ચે રાજદવારી બાબત ઉપર મતફેર ચાલતા હતા. બન્નેના વીચારો એક મેકની વીરૂદ્ધ હતા, અને જાહેરમાં તેઓ હરીફ દાખલ લેખાતા, પણ બન્ને ખરા ગ્રહસ્થ હોવાથી એકમેકનાં મોંહ ઉપર એક બીજાનાં વીચાર માટે માન બતાવતા. ફ્રેનીની જાણે બળા કે કોનઝરવેટીવો શું ઘોળતા હતા, કે લીબરલો શું કેહતા હતા. તેણી તો આલાંમાયની સાથે બદીયાનની સ્લીવસ અને સારીની ફેશીનમાં ઉતરી હતી.

ખાનાબાદ બાનુઓ પહેલાં ઉઠીને ડ્રૉઈંગ રૂમમાં ગયાં. પીલાંમાય પોપટ સાથે નાજાંમાય પોતાની અસલ વારેની વાતે લાગાં, ફ્રેની પોતાની રબેતાની આરામચેર ઉપર અઢેલીને નાજુકાઇથી પડી. આલાંમાય આંય બારીએથી પેલી બારીએ ટરૂક ટરૂક નાચતાં ફરતાં, અને પેલી બે નવાબી બેહનોએ પોતાનાં વાજીંત્રપરનો કાબુ બતાવવા માંડયો. બન્ને નીચે ગાલીચાપર બેસી દીલરૂબાનાં મીઠાં વાજીંત્રમાં પોતાનો શીરીન હલક મેળી કવી ફરરોખઝાદનો અને હાફેઝે શીરાઝીની ગજલ લલકારતાં હતાં.

આ દીલજીત હલકનો મોહક સ્વર મર્દોના કાનપર જતાંજ

તેઓ વધુ વાતચીત બાજુ મેલી દીવાનખાનામાં પાછા ફર્યા. દીનાર અને શેહરાની આ કુદરતી નવાજેસ ઉપર હોમજી પીદા થએલો લાગતો, પેશોતનશાહ ઘણા ગંભીર જણાતા હતા. નાજાંમાય પોતાના બેટાના ચહેરા ઉપરનો ફેરફાર જોઈ મુછમાં હસતાં હતાં, એ મીશાલ " પારખ કાસ્ટલ " માં ખુશખુશાલ દીવસો ગજરવા લાગ્યા.

# પ્રકરણ ચૌદમું.

જ્યારે આવી રીતે પારખ કાસ્ટલમાં સૌ ખુશ રમતમાં પોતાનો વખત કહાડતાં હતાં, ત્યારે આપણી હીરોઇન ખોરશેદને ઝાઝી ફુરસદ મલી હતી. તેણી નાજાંમાયનાં બપોરનાં થોડાંક કાગજો લખતી, અને રાતના ખાણાંબાદ બે કલાક તેવન આગલ વાંચવા બેસતી, બાકીનો બધો વખત તેણી વીકાજી વિદ્વાનને તયાં પુરો કરતી.

એક સહવારે તેણી પોતાંના બુઝર્ગ માસ્ટર આગળ " પરેઝગાર મહોમેદનોની ભણવાની તસબીના નવવાનું દાણાઓની મશ્લ, અસલ અરેબીક ઝુબાનમાં વાંચી સંભલાવતી હતી, તેટલાં તેણીનાં વાંચણુ ઉપર ઓળો પડયો, અને આંખો ઉંચકી જોયછતો ઉંબરની બ્હાર એક કદાવર તનનો, સોહામણા ચેહરાનો યુરોપ્યન લેબાસમાં સજ્જ થએલો પુખ્ત ઉમરનો હસ્તા દેખાવનો રોબવંતો ગ્રહસ્થ ઉભો હતો.

આ આવનાર કોઇજ નહી પણ ઑનરેબલ પેશોતનશાહ આપણાં શેઠાણી નાજાંમાયના માનવંત પહરોણા હતા. તેવને " પારખ કાસ્ટલ " માં આવી રહ્યા પછીને બીજેજ દીવશે પોતાના આ આગલા ઉસ્તાદને શોધી કહાર્યા હતા અને હાલમાં તેઓજ ત્યાં ઉંબર

બ્હાર ઊભા રહી આ જવાન બાનુનાં મીઠાં મુખમાંથી વાંસળી જેવા હલકે પડતા મોતીના દાણા કાનવાટે ઉંચકી લેતા હતા.

" ઓહો વીકાજી શેઠ, ત્યારે તમે તો આ મીસાલ બુઢાપામાં સુખમાં દહારા કહાડોછ ! " તેવને અંદર આવતાં પોતાના ઝઝણી ઊત-પંત કરનાર મરદાનગીભર્યા હલકે હસતાં કહ્યું. " એવણુ સાથ મારી ઓળખાણ કરાવશો ? "

" મારી દીકરી, એવન ઑનરેબલ પેશોતનશાહ છે; અને આંય એવણુ મીસ ખોરશેદબાનુ. " વીકાજીએ ઓળખ કરાવી.

જવાન ખોરશેદે નમનતાઇથી ડોક નમાવી. તેણી શરમાઇને તદ્દન લાલ બની ગઇ હતી. જે મહાન ગ્રહસ્થ માટે તેણી દરેક પેપરોમાં તરેહવાર સીફારસ વાંચતી હતી, તેવનની આ નજરો નજર ઓળખ માટે તેણી હરખ અને સરમથી ગુંચવાઇ ગઇ અને તેણીએ તુરત સારીની સોડ કીધી.

"હું ધારૂંછ કે મારી હાજરીએ તમુને હરકત કરી હશે નહી." પેશોતનશાહ બોલ્યા.

" નહીજી, હવે તો મારો જવાનો વખત થયો. "

" નોનસન્સ ખટલાં ક્રમણાંથી કહાં જાઓછ ! " વીકાજી છેડાયા. " તું કેહતીતી કે શેઠાણીનેતો તારૂં રાતે નવ વાગ્યા સુધી કામ નથી પડવાનું બેસ, અને મને પેશોતનશાહ શેઠને બધું તારી કેળવણી માટે કહેવા દે. "

પેશોતનશાહે બેઠક લીધી.

" પેશોતનશાહ, જ્યારે હું મારા આગલા દહાડાની યાદ કરૂંછ, ત્યારે મને અફસોસ થયા વગર રેહતો નથી. " વીકાજી બોલ્યા.

"તમે તો હવે રાજદ્વારી મોટા આદમી કેહવાવોછ, અને આપણુંતો કંઇએ્મી નહી."

"એરીસટોટલનું ભાષાંતર કરનાર જગજાહેર થયા વગર રેહશે નહી." ઑાનરેબલ, પેલાં મેનસ્ક્રીપ્ટ તરફ જોતાં બોલ્યા.

વીકાજીએ પેટ ભરીને પોતાના બલાપાનો કુઠલો ખોલ્યો, તેમના માનવંત મીત્ર તે ધ્યાન દઇ સાંભલતા બેઠા.

ખોરશેદ પોતાની બીનઝીર આંખોએ તે દાનાવ રાજદ્વારીનો સિંહના તોરનો ચેહરો ટીકતી બેસી રહી. તેવનની ઉમર પીસતાલીસની હતી. પણ ચાલીસ જેટલાગી ભાગ્યેજ દેખાતા. આંખો ઉપર જડ ભવાં અને મોટી ભરેલી કાલી ભમર જેવી મૂછ હતી.

"હા, ત્યારે આંય ખોરસેદબાનુ—કે ! મેં મરહુમ લીમજીને મોહડે તેની પાલક માટે ઘણીવાર સાંભલ્યું તું." તેવન બોલ્યા.

"તમે લીમજી શેઠને પીછાણતા હતા ?" ખોરશેદે ઇંતેજારીના જુસ્સા સહીત પૂછયું.

"હા. હમે અંગત મીત્રો હતા. લીમજી મને એકવાર કલકટામાં મલ્યા હતા અને મેં તેવનને મારે ત્યાં વધારે દીવસ રેહવાની ખોંહસ કીધી પણ પોતાને મકાને મુંબાઇ મેળી આવેલી પોતાની પાલક બેટીમાં તેવનનો જીવ ભરાયો હોવાથી પોતાનું કામ આટોપી લઇ તેવન જલદીજ ઉપડી ગયા હતા."

આ સાંભલી ખોરશેદના ગાલ ઉપર કુદરતી આંજુ ઉતરી આવ્યાં. "તેવન ઘણાજ નોબલ હતા." તેણી ધીમેથી બબડી.

"અને તેવનની ભલાઇનો બદલો તમે આવાં બેકીંમતી મોતીઓથી વાલી આપોછ, એ કેવી શીદાગીરી !" પેશતનશાહે વ-

ખાણુથી કહ્યું.

"તેવનના મરણથી હમો બંન્ને ઉપર આફ્ત આવી પડી." વીકાજીએ અફસોસથી કહ્યું.

"જો વીકાજી માસ્ટર નહી હતે તો મારી જીંદગી તદન કંગાલ થઇ પડતે." ખોરશેદ બબડી.

"હં હં. નાજાંમાય માટે આ શબ્દો કંઇ સારૂં મત આપતા નથી." ઠાવકા પેશોતનશાહે એમ કહી તેણીની તરફ બારીકીથી જોયું એક સાદી રેશ્મી કાલી સારી અને સાદાં મજલીનનાં બદીયાન સાથ કોમન સ્લીપર અને સુતરાઉ મોજાં એ તેણીનો પોશાક હતો. જવાન બાનુઓને ભાવતાં એકબી ઘરેણાં તેણીનાં આંગ ઉપર નહતાં. પેશોતનશાહે માન્યું કે તેણીની રોશ્ણુ ઝમકતી થક સેતારા જેવી ચશ્મો એજ તેણીની તમામ ખુબસુરતી હતી.

"અને શું તમે ખરેખર અરેબીક વાંચી જાણોછ?"

"હાજી."

"બીજી કંઇ વધારે ભાષા?"

"ફારસી, અને થોડું ફ્રેંચ," તેણીએ જવાબ વાળ્યો.

"તમારી કેળવણી એજ તમારી દોલત છે તે તમે જાણોછ?"

"ચાલો, ચાલો, દોસ્ત, તમે મારી દીકરીને ઘણી શરમાવોછ. પોતાની સીફારસ સાંભલવા મારી ખોરશેદને ગમતું નથી." વીકાજી બોલ્યા.

"હવે વખત થયો, મારે જવું જોઇશે." અને તે જવાન બાનુ ઉઠીને ઉભી થઇ.

"હું પણ સાથેજ આઉંછ બાનુ, જો તમોને કસો વાંધો નહી

હોવતો." તે બજુલો ગ્રહસ્થ પોતેપણુ ઉભો થયો. વીકાજીને મલી તેઓ બન્ને જણુ "પારખ કાસ્ટલ" તરફ જવા નીકલ્યાં. પેશોતનશાહે બન્યો એટલો તે ટુંકો વૉક લંબાવ્યો. તેવન બાગ બગીચાની લીલા અને દર્યાવનો દીલપઝીર દેખાવ જોવાને ખુરશેદ સાથ ઉભા રહ્યા અને અંતે જ્યારે "કાસ્ટલ" આવી પુગ્યો, ત્યારે તેવને કંઇક ભારી દીશે તેણીનો નાજુક હાથ હીઝાલી પોતાનો રસતો ફેરવ્યો.

તેજ બપોરે ચાહની ટેબલ ઉપર ખોરશેદ માટે વાત છેડવાનો પેશતનશાહે વીચાર કીધો. ફ્રેની ટેબલની હેડ ઉપર બેઠી હતી કારણુ નાજાંમાય પાછાં બીછાંણે પડયાં હતાં. આલાંમાય આગ્રાવાલાં માથાંથી તે પગ સુધી બ્લુ પોશાકમાં હાજર થયાં, તેવનના અડુખરા ધણી મોંહમાં સીગાર લઈ બેશીકર બાનુઓની હાજરીમાં ધુંવો ઉરાડતા ઉભા હના. દીનાર અને શેહરા આ બીરીબાજને ખુલ્લી પીઠ કરીને ઉભાં. પીલાંમાય પોપટ નરમ નરમ "ટી કેક" ની રકાબીઓ આગલ ખુરસી ખેંચી બેઠાં, અને હીરાજી બારીસ્ટર તેમજ પેશોતનશાહ ટ્રાન્સવાલની સમાધાની ઉપર આવતી જતી લડાઇ માટે તકરાર કરતા ચાહ સીપ કરતા બેઠા હતા.

"તમારા ભાઇની પાલક સાથે આજે સહવારે મને લંબાણુથી વાત થઇ, મારા જન્મમાં મેં આવી બાહોશ અસાધારણુ ચંચલાઇવાલી જવાન બાનુ જોઇ નથી."

"તે કેમ?" હોમજીએ પુછયું.

"તેણીની ઉમર છેતો વીસની પણુ એક પચાસની ઉમરના મર્દ જેટલું એને વાંચ્યુંછ, એકથી અનેક ભાષાઓ જાણેછ, અને તેણી પોતે આજકાલની પારસી બાનુઓમાં કેવી ખરેખરી ચહડતી

છે તે સમજવાનો તેણીનામાં જરાબી ફાંકો નથી."

"પણ અરધી એક ડજણ પારકી નહી સમજ પડે તેવી બાષા શીખે તે અસાધારણ બાહોશી કેહવાય કે?" આપણાં કેળ-વાઇને કન થયલાં ફ્રેની બાઇએ ભમરડો ગુમાવ્યો.

"બેશક."

"ત્યારે તો એક સ્કુલની માસ્ટરણજ કાંય નહી થતી હોશે?" ફ્રેનીએ તુમાખ કીધો.

"માફ કરજો મીસીસ ખુરશેદજી, પણ આંય જવાન બાનુ ફકટ સ્કુલ માસ્ટરણજ નહી પણ એક કોલેજની "ફેલો" દાખલ ચાલી શકે. તેણી વીકાજી વિદ્વાનના હાથ હેઠળ તાલીમ લઇ એક વિદુશી બાનું થવા પામી છે."

"તમે જાણુતા નહી હશો કે એ છોકરી પેલા આગલા પ્રખ્યાત ફળુ ફેસાદીઆની દીકરી થાયછ." હોમીએ કહ્યું. "જબરો કોનગ્રેસની પક્ષનો હતો."

"કોણુ? ફળુ લશકરી? પેશોતનશાહ ચોંક્યા એકવાર જેને લખનૌમાં કોનગ્રેસનો તંબુ ધ્રુજાવી માર્યો હતો તે? યા ખુદા અને તેજ એક ખરેખરા વકતા કુશળ બાપની અસર તેની બેટીમાં ઉતરીછ. એ આગલ અમારી સાથે યુનીવરસીટીમાં હતો બધાંમાં તે હંમેશ સ્કોલરશીપ સાથે પાસ થતો. જબરો તાલીમબાજ એની બાહોશી માટે હમારા પ્રોફેસરને ઘણુંજ ઉંચું મત હતું, પણ અભાગ્યાને શું સુજયું તે એકાએક બસ મુંબઇથી ગુમજ થઇ ગયો. મેં એકવાર સાંભલ્યુંતુ કે તે ઇરાન ગયો હતો, અને જ્યારે હું કેટલાંક વરસ ઉપર કાશમીરથી કેરમાનશાહ ગયો હતો ત્યાંના બેહીસ્તુનનાં ડુંગર ઉપરનાં ખીલા રૈકી

હર્ડો ઉકલાવવા હું રોકાયો હતો ત્યારે મને તે ત્યાં અચાનક મલી ગયો હતો. બસ જબરો રખડેલ ને દુન્યાફરેલ તે આદમી હતો. ત્યાર પછીથી મેં એને લગતું કોઇબી દહારો કંઇ સાંભલ્યું નથી.

"છેલ્લાં એ અહીંની એક મીલમાં ઇજનેરનું કામ કરતો હતો." હોમજીએ ખુલાસો આપવા માંડયો "એવું કહેવાતું કે એ ઇરાંણથી એક ઇરાણી બાનુને પરણી લાવ્યો હતો ખરેખર ખોરશેદની કાલી તીક્ષણ આંખો એક ઇરાણી માદરનીજ શુવાહી આપે છે."

"કેવી રોશણ આંખો." ઑનરેબલ ધીમેથી બબડયા.

આની તરફ ટેબલ ઉપર પહરોણાઓ કંઇ મુંગા નહી બેઠા હતા. તેઓ વચ્ચે વળી જુદીજ વાત ચાલતી.

"બાવા ઓરચશાહ તમુને બીરી પીવાની કયારથી ટેવ પડી?" હીરાજી બારીસ્ટર જેવનાતું પેલા અંડુસની બેઅદબીથી ઘણું પાકી આવ્યું હતું તેવને ચવઇથી પુછયું. ઓરચશાહે ખરખર હસીને હુસ્યારી બતાવી, "અરે એતો હું ચૌદ વરષનો હતો ત્યારથી પીવુંછ."

"અરે શું ધારીયું એવનતો જીભરાયા ભલા ઇંગ્રેજને ટકર મારે તેટલી ચીરૂટ દહારામાં પીએછ." આલાંમાયે પોતાના શોભતા ધણીની વડાઇ લીધી.

"પણ બપાવા તમે જાણોછકે સીગારમાં કોહેલાં કોબીજનાં પાતરાં વપડાયછ તે" હીરાજીએ શુદ્ધ બોલી "જે હાર્ટને તેમજ આંખને ઘણુ નુકશાન કરે છે?"

"તે તમે શા ઉપરથી કેહોછ?"

હોમજીએ જોયું કે વાતપરથી નકામી તકરાર જાગશે એટલે તેને તકરારની વલણ ફેરવી અને તે દીવસ પુરો થયો.

રાત્રે ખાંણા પછીથી સર્વે પહરોણુંઓ નેપની રમતપર બેઠાં પેશતનશાહ કામસર બ્હાર ગયા હતા. હોમજીને એ રમતમાં સેહજ પણ લેહઝત નહતી તે લાયબ્રેરીમાં વાંચવાને ચાલી ગયો.

સેસન્સમાં વીટેલા એક મ્હાભારત કાયદાનો ફુલએંચ આગલ ચુકેલો કેસ કોઈ નામ ન જણાયલા રચનાર તરફથી બ્હાર પડયો હતો તેનું કામપાંઇલેસન ઉઠલાવને તે બેઠો હતો; ઘડીઆળમાં દસનીટકોરી પડી તેટલાં દરવાજો ધીમેથી ખોલી હાથમાં બત્તી સાથ એક ઓળો આવી તેની સામે ઉભો, કે હોમજીએ વાંચણુમાંથી ચોંકીને ઉપર જોયું.

તે તો તેનાં માની કમપેનીયન હતી.

હું શેઠાણી નાજાંમાય માટે એક ચોપડી લેવા આવીછ, હું જાણુતી નહી હતી કે તમે અહીં હતા. તેણી હોમજી શેઠની ત્યાં હાજરી જોઇ ધીમે સાહદે બોલી.

"હું તમુને મદદ કરૂં ? તે કઇ ચોપરી છે ?" હોમજી સભ્યતાથી ઉભો થયો.

"કાકા કલાણુનાં લખાણુનો સંગ્રહ." તેણી બોલી.

હોમજી ચોંકયો, "એ એજ ચોપડી—" પણ તે આગલ બોલતાં અચકી ગયો. હા સાત વરપની વાત ઉપર તેજ ગંજાવર પોઠો પોતાના હાથોમાં ઉપાડી બુચી ખોરશેદ તેજ જગ્યા ઉપર વાંચવા બેઠી હતી અને ત્યારે હોમજીએ તેણીને ખખરાવી ઓરડાની બ્હાર કાઢી હતી તે વખતે ખોરસેદના ચેહરા ઉપર રીસાયલો ઠોઠરો હતો, તેણીની આંખો ગુસ્સાથી ચમકતી હતી; પણ આજે તે ઠોઠરાને જગ્યે હોઠ ઉપર નમનતાઇનો મીઠાસ હતો, આંખોમાં ગુસ્સાંને બદલ વિદ્વતાનો ઝલકાર હતો.

"હું પોતે લેવસજી." અને તેણીએ તે ભારી કેતાબ તેની અસલ જગ્યેથી ઉઠાવી લીધી. "હું શેઠાણી નજદીક બીજીજ ચોપડી વાંચતી હતી, પણ એવણને હાલમાં આ ચોપડીનો શોખ થઇ આવ્યોછ."

"સાડા દશનો થઇ ગયા તોબી તમે હજુર વાંચશો ?" હોમજી, તેણીને માટે દરવાજો ખોલી આપતાં બોલ્યો.

"હાજી, અગ્યાર વાગતાં સુધી મને વાંચવું પડશે, જો તેટલાં શેઠાણી ઉંઘની ખાહેશ કરશે તો તેમ નહીંતર કદાચ બાર થશે."

"બાર ?" હોમજી દુખથી ચોંકયો. તેની માતા આટલી સખ્ત આ નાજુક કુમારીકા તરફ હતી તેનોતો તેને ખ્યાલજ નહીં. "તમે ઘણું ઠાકી જતાં હશો ?"

"નહીં, વાંચણ મને કદી ઠાકવતું નથી." અહીં તેણી પોતાનાં ટેકાવદાર સરનાં એક સેહજ નમન સાથ ત્યાંથી ચાલી જતી હતી "સાહેબજી" હોમજી બોલ્યો. તેણીએ પોતાની મરહુર રૈસણ કાલી આંખો ઉંચકી તે જવાન તરફ એક પલ ઠેડની મીઠા હલકે "સાહેબજી" કહી ત્યાંથી રૂખસદ લીધી. હોમજી તે જગ્યેજ ઠંભ થઇ ઉભો તેને પોતાના હાથોએ પોતાનું જીગર દાબ્યું, આ તેનાં દીલમાં થતા ઉછાલા શાના હતા? ખરેખર ફ્રુ ફીસાદયાની છોકરી પોતાની આંખમાં કંઇ જાદુઇ ધરાવતી હોવી જોઇયે.

"મારે બીજી વખત એની આંખ આગલ જોવું જોઇએ નહીં તે મનસે બોલ્યો. "પણ ગરીબ બીચારી તેણી અંહી સુખી હોય એમ લાગતુ નથી."

તે એકવાર પાછો વાંચવા બેઠો પણ હવે તે કેસની ઉંડાઇમાં

તેનું ભેંજુ ઉતરી સ્કયું નહી.

બીજી સહવારે તેને પોતાના ઓરડાની બારી નીચેથી એક ગંભીર દીલકસ સાંત અને ખુલ્લો સાહદ સંભલાયો બારી નજદીક જતાં તેને બાગમાં ઑનરેબલ પેશોતનશાહને પેલી જવાન ખોરશેદ સાથ વાને વલગેલા જોયા.

"ઓહો, કામતો કંઇ આગલ વધેલું લાગેછ." હોમજી ગનસે કડવાસથી બોલ્યો. તે અદેખાઇની નજરે બંનેને ટીકતો ઉભો રહ્યો.

પેશોતનશા, ખોરશેદ આગલ તેણીના પીતાને લગતી વાત કુ-રતા હતા જે સાંભલવામાં તેણી અજબ લેહઝત લેતી, લીમજી શેઠનાં મરણ પછીથી કોઇએબી તેની આગલ ફૂળુને લગતી વાત કરી હતી નહીં; અને જ્યારે તેણી અસલ લીમજીશેઠને તે માટે પુછતી ત્યારે તે ભલો પાલનહાર હમેશાં વાત ઉડાવતો.

" અને શું ખરેખર, તમે તેવનને ઓલખતા હતા ?" તેણી-એ ખુશાલીથી પુછ્યું. તેવન તમારી સાથે કોલેજમાં હતા ?"

" હા, તે જવાન ઘણીજ નામના મેળવતો હતો. હમારા વખ-તમાં તે હમારા પ્રોફેસરની મગરૂરી હતી, તેવનને ગુજરવાને કેટલાં વરષ થયાં ?" પેશોતનશાહે અજાણપણે પુછ્યું.

" તેવન ગુજરી ગયા નથી." તેણીએ ધ્રુજતે ઇંતેજાર સાહદે કહ્યું. " મેં કોઇ દાહડે તેવનનાં મરણની વાત સાંભલી નથી. તેવન જીવેછ અને દરરોજ હું " દુવા તંદરૂસ્તીમાં " તેવનને ઉમરનીદરાઝી ચાહુંછ. જો કે તેવન ચાલી ગયા ત્યારે હું ઘણી ન્હાની હતી."

" ચાલી ગયા ?" ઑનરેબલે અજાયબીથી પુછ્યું.

" હા, ઘણાજ દુરના મુલકમાં તેવન ગયાછ. કદાચ હેરાન હોશે,

પણ લીમજી શેઠ મને કોઈ દહાડોબી ખુલાશો કરી કેહતા હતા નહીં. તેવને એમ ધાર્યું હોય કે મને છોડી જવા માટે હું મારા બાવાને ઘણો ઘાટકી માનસ; પણ નહીં જ્યાં સુધી કંઇ ઘણીજ મોટી આફત તેવનપર પડે નહીં ત્યાં સુધી તેવન મારેથી આટલાં વરસ દુર થાય નહીં."

"કોઇ દહાડો તમોએ તમારા બાવાને લગતું પાછલથી સાંભળ્યુંજ નથી?"

"નહીં, મારૂં બચપણ લગભગ સ્વપના જેવું છે, આજે ઘોબીતલાવ પાવડીવાલાની ચાહલી ઉપર સુતેલો હું બીજે દહાડે "પારખ કાસ્ટલ" માં ઉઠીછ. અને ત્યારથી હું આ મકાન છોડવા પામી નથી."

"તમારા બાવા તમારી સાથે સુખી દેખાતા હતા?"

"નહીં તેવન હમેશાં મારાં માનાં મરણનો અફસોસ કરતા, મને એકવાર તેવને કહ્યું હતું કે મારાં માએ દુખથી દબાઇને મરણ પામ્યાં હતાં, અને દુન્યામાં મમાવાઓનું લોખંડ જેવું હૈયું હોયછ. આ તેવણના શબ્દોએ મારાં મગજ ઉપર જબરો છાપ બેસાડયોછ. કારણ આ બોલોનો બળાપો તેવન રોજ કરતા."

"એમાં કંઇબી ભેદ લાગેછ." પેશોતનશાહે મનસે વીચાર્યું. "અને તમે ધારોછ કે તેવન ઇરાન ગયાછ?"

"હા મને એમજ લાગેછ."

"પણ તમારા બાવા જીવતા હોતે તો જરૂરજ તમારી ઉપર પત્ર લખતે?"

"ઓ ખોદા ખાતર મને એમ ના સમજાવો કે તેવન મરી

ગયા છે કે ઇ'ની દીવશે તેવનને મલવાના ખ્યાલેજ હું આંશા ઉમેદ-ભર જીવુંછ." તે જવાન છોડીએ કાકલુદીભર્યા અવાજે કહ્યું.

"મારી ગરીબ છોકરી, તારા આશાવંત ખુશાલીના વીચારો હું કચરી નાખવા માંગનો નથી, પણ એમ ના ધાર કે દુન્યામાં તે સીવાય બીજા ખુશાલીના વીચાર નથી. તારી આ ઉમરમાં તો જીંદગી હઝારો ઉમેદ અને હોંસની હોય, ચાલ બોલ ત્યારે ખોરશેદ તુંને પોતાનેણી કંઇ ઉમેદનો હોવી જોઇયે. તું હમેશાં નાજાંમાયની કમપેનીયન દાખલ રેહવાતો નહીંજ ચાહતી હોય ?"

તે ભલા ગ્રહસ્થના માયાલુ ચેહરાએ ખોરશેદ ઉપર બહુ સારી અસર કરી હતી. જેમ વીકાજી માસ્ટર આગલ તેણી પોતાના વીચારો ખુલ્લા કરતી, તેમ તેણીએ ભોળાં દીલે પોતાનાં ભવિષયનો સ્વપનો પેશોતનશાહને કહી સંભલાવ્યો. એક લખનાર દાખલ નામ કહાડી તેણી વેલાતની મીસીસ હેનરી ઉડ, કે મીસ બ્રાડન યા મારી કોરેલી જેવી થવા માંગતી હતી. તેઓ મીસાલ કમાણી કરી સ્વતંત્ર થવા ચાહતી હતી.

પેશોતનશાહ આ ભોળી બાળાના વીચારો, સુખી સ્વપનાઓ (આપણાં હિંદુસ્તાનમાં તો ખરેખરા સ્વપના !! ) ઉપર હસ્યા.

"તમે લખાણુ કરી સ્કોછ ?" તેવને પુછયું.

"હાજી, મેં મારી પંદર વરષની ઉમરથીજ લખાંણુ કરવા માંડયાંછ અને મેં થોડીક વાર્તાઓ રચીછે."

મને તે માહેલી એક વાર્તા જોવા દેશો ?"

"બાખુશી" ખોરશેદે કહ્યુ. "તમે ધારી સ્કોછ કે મારાં લખાણુનો હક ખરીદનાર કોઇ મલી શકશે ?"

"મારી ભોળી છોકરી દુન્યાનો ખરો રંગ તુંને ખબર નથી." તે હાવકા સખ્સે ચલાવ્યું, "બાનું લખનારાંઓને ઉત્તેજણ આપનાર અહીંનો કોઈ ઝુઝજ મલશે. હા, લખાણમાં કમાવાનો એમતો એક રસ્તો છે પણ તે તું કબુલ કરશે ? એવા કેટલાક મોટે ઘેરના અકુ-ખરા અંકુસો મલી આવશે કે જેઓ તુંને છુપી રીતે પાંચશો હઝાર આપી ચોપડી પરાવી લઇ પોતાનાં નામે છપાવશે. તારા વિદ્વાન વીચારો અને મગજની જાતી બાહોશી ખરીદી લઇ તે પોતાનીમાં ખપાવશે ને એક લેખક દાખલ તારૂં નામનીશાણ કોઇ જાહેરમાં જાણશેબી નહીં જો તારૂં લખાણ ઘણું ઉમદા હોશેતો ઓરબી બીજા લખનારાઓ અ-દેખાઇમાં પડસે; અને "રિવ્યુ"નું કામ તેવાઓનાંજ હાથમાં હોવાથી તેઓ તારાં જાહેરમાં છાલ છોરાં કહારી નાંખવાને ચુકશે નહીં. ખો-રશેદ, મર્દો કદીબી બાનુઓની હરીફાઇ યા તેઓની ચંચલાઇ પસંદ કરતા નથી કે કબુલ રાખતા નથી મને એનો બહુ સારો અનુભવછે."

ખોરસેદ આ સાંભલી ડઘાઇ ગઇ તેણીએ દાંતમાં આંગલાં ક-રડીયાં "કેમ એ રસતો પસંદ છે ?" ઑનરેબલે હસીને ચવઇ કીધી.

"ખોદા સાહેદ છે કે એ સાંભલીને મને કમકમાટ છુટેછ. અને શું ખરેખર પોતાનાં ભેજાનું ઉમદા ફળ કોઇકો છુપી રીતે બ-ડેખાંઓને વેચેછ ?"

"મને એક જવાન બાનુ યાદ છે જેણીને આવી માંગણી એક માતબર સખ્સે કરી હતી, પણ તેણીએ તુચ્છકારથી ના પાડી હતી. હવે દાર જોઉં ખોરશેદ ને મને એકુ તારી વાર્તા લાવી આપ, હું તે વાંચવા માંગુછ."

ખોરશેદ હસતે ચેહરેને ઉતાવલે પગલે પોતાના ઓરડામાં દોડી,

પાંચ મીનીટમાં તે ચપલ હરણી પાછી ફરી. પોતાનો ખરો ખજાનો તે ભલા ખયરખ્વાહ ગૃહસ્થને સપુર્દ કરતાં તેણીનાં ગાલો શરમથી લાલ મારી ગયા. તે મેન્સક્રીપ્ટ ખુલ્લા મોતીના દાણા જેવા હર્ફે લખાયેલું હતું.

મેં ધાર્યું તે કરતાં તમારૂં લખાણુ "બલકી" છે. તેવન બોલ્યા. હું એ વાંચી રહીને મારો વીચાર જણાવીશ."

નાસ્તા પછી તેવન કામનું બ્હાણું બતાવી પોતાના ઓરડામાં ચાલી ગયા અને ઇઝીચેર ઉપર ગોઠવાઇ તેવને મેન્સક્રીપ્ટ ખોલ્યું. વીસેક પાણું વંચાયાં નહશે કે પેશોતનશાહ ચમકીને ખડા બેઠા.

"આએ છોકરી એક જીનીયસ છે. તેવન બોલ્યા. શું એણીની કલમમાં તાકાત ! બાપરે ! બધી ફળી લશ્કરીની હીમત એ છોકરીમાં ઉતરેલી લાગેછ."

આ વાર્તા એક પવીત્ર કુમલાં પણ સારી કેળવણીથી ફળદ્રુપ થએલાં ભેજાનું વખાણવાજોગ મોતેબર પરીણામ બતાવતી હતી, તેમાં નહીં તાણી તોડીને સુદ્ધ ગુજરાતી લખવાનાં ફાંફાં મારેલાં, કે નહી એકબી કઠણુ કે કઠોર શબ્દ. તેણીની કલમ શીરીન, ફારસી શાહેરીથી ભરપુર ઇરાણી શાયરોની મીસાલ ઠેકાણે ઠેકાણે ફશાહત, અને દાનાવોની સંખ્યા બંધ મશ્લથી એક ઝહવેરમાળા સમાન ઝગકતી હતી.

તેજ બપોરે વીકાજીને ઘેર જ્યારે ખોરશેદ પેશોતનશાહને મલી, ત્યારે તેવને ખરાં દીલથી તે સુંદરીની કલમની સ્તુતી કીધી.

"શાબાસ ખોરશેદ તેં આજતુલીક કદી જાણ્યું ન હશે કે પારસી લખનાર બાનુઓમાં તું પહેલે નંબરે છે."

# પ્રકરણ પંદરમું.

હોમજી શેઠે તે સબવારે બારી નજદીક ઉભા રહી તે બંનેની મુલાકાત લાંબો વખત સુધી જોયા કરી હતી પેશોતનશાહે જ્યારે વાતને દરમ્યાન ખોરશેદનાં નાજુક ખભાં ઉપર મમતાથી પોતાનો હાથ મેલ્યો, ત્યારે જવાન હોમજીનાં જીગરમાં કંઈ અજબ ઉભરા થવા લાગ્યા પણ તે પોતાનેજ સમજી સકયો નહીં.

બપોરનાં ચાહ ઉપર તે દીવસે પેશોતનશાહ સૌથી મોડા આવ્યા નવલુ બે કપ તો પી ચુકી હતી અને ત્રીજું સીપ કરતી હતી. આલાંગાય ઉપરથી હેઠે સુધી ગોલાબી કપડાંમાં દીપાયમાન થઇ આવ્યાં હતાં. બાનુઓએ ચાહ ઉપર બેસવા આગમજ પોતાની ખાસ્યત મુજબ સૌના ડ્રેસની પોતાને મનસે પરીક્ષા કરવા માંડી જેમાં આપણાં ફ્રેનીબાનુના ટીકા જબરા હતા.

"તમે આટલો વખત કયાં ભરાઇ બેઠાતા, પેશોતનશાહ?" ફ્રેનીએ જરા રીસાયલી અદાથી કહ્યું.

"જીંદગી કંઇ બધો વખત મોહમજાહમાંજ ગુજારવાને નથી સરજાઇ, બાનુ," તેવને જવાબમાં કહ્યું. "મને આજે ઘણું વાંચવાનુ હતું અને તમામ બપોરનો વખત તો મેં મારા બુઝર્ગ મીત્ર વીકાજીને ત્યાં પાસ કીધો."

"કોઇ વખત એ વીકાજીને કાસ્ટલમાં કેમ નથી નોતરતા?" ફ્રેનીએ હોમજીને પુછ્યું. "તેવન જ્યાર ત્યાર આપણુને પેશોતનશાહની કમપનીમાંથી બાતલ કરેછ."

"એક તેના જેવો જુનો ચોપરીમાંનો કીડો તે આપરી સો-

હબત શું પસંદ કરે." હોમજી બોલ્યો "પણ હું ધારૂંછ કે ત્યાં જવામાં તમુને કઇ બીજીુંબી ખેંચાણ છે. પેશતનશાહ શેઠ, મારા બાઇની પાલક સાથ વાત કરવામાં તમુને લેહઝત મલેછ, કારણ હું જાણુંછ કે તેણી પોતાનો ફુરસદનો વખત વીકાજીને ઘેર પુરો કરે છે."

હોમીના આ બોલવામાં કંઇ અજબ કડવાસ સમાયલો હતો, ઑનરેબલ શેઠ તે સાંભલી તદન લાલ રાતા મારી ગયા.

"આજે બપોરે તેવન ત્યાં હતાં ખરાં" તે રાજદ્વારી ગ્રહસ્થ બોલ્યા. "હા, મેં કોઇબી બાનુની વાતચીતમાં આગલ એટલો રસ મેળવ્યો નથી, મારે તમારી સાથ ખોરશેદબાનુને લગતી લંબાણ વાત કરવીછ, હોમજી."

"હું તે માટે તૈયાર છું, પણ હું ધારૂંછ કે તેણીને મારાં માતાની કમપેનીયન દાખલ કશી ફર્યાદ કરવાની તો નહીજ હશે."

"આ વીચારો તો એકલપેટા કેહવાય દોસ્ત આ જવાન બાનુ પોતાની ઉત્તમ જવાની અહીં ગોલામગીરીમાં પુરી કરે એ તેણીને જબરો ગેરઇનશાફ છે."

"શું તેણીએ તમારી આગલ ફર્યાદ કીધી?"

"નહી, કદીબી નહી. તે સંતોષી બાનુનાં મોંહમાંથી ફર્યાદનો એક હર્ફ ઓચરાયો નથી, પણ તેણીએ મને કહ્યું કે હજુર તેણીનો પીતા મરણ પામ્યો નથી—બલકે તેણીએ પોતાના પીતાનું મરણ શાંભલ્યું નથી."

"એનો બાપ પોતાની દીકરીનો જાન બળતાં ઘરમાંથી બચાવવા જતાં પોતાનો જાન ખોહી બેઠો. તે વખતે એ છોકરી ફકટ પાંચ વરસની હતી, પણ પોતાના બાપની ગેરહાજરીથી એને રડીને

એટલું તોફાન કીધું કે મારા ભાઇનું દીલ ખરી વાત કહી દેવાને ચાલ્યું નહી. અને એને બચ્ચું સમજી "કોઇ દહાડે તારા બાવાને મલશું" કરીને વાહયા કીધી. તેવને નોકરોનેબી સખ્ત તાકીદ આપી હતી કે તેણીની સાંમે તેના બાપની વાત કરવી નહી" હોમજીએ ખુલાશો કીધો.

"હજે હજુરસુધી એને ખરી વાત નહી કેહવી એ ઘાટકીપણુંછે." પેશતનશાહ બોલ્યા. "ગરીબ બીચારો ફ્રેણુ, મને એનો ચેહરો એની પોતાની દીકરીમાં કંઇક મલતો આવતો યાદ છે."

"મને લીમજીની તીજોરીમાંથી એક દાબડો મલ્યોછ, જે ઉપર ફ્રેણુ લશ્કરીનું નામ છે. કદાચ તમુંને તે કંઇ કામનો થઇ પડતો હોય તો હું આપવા તૈયાર છું." કાસ્ટલના માલેકે કહ્યું. "તેમાં ફ્કટ એક સબી અને થોડાંક નહી ઉકેલાય તેવી ભાષામાં લખાયલાં કાગળો છે."

"ઠીક છે હું તે ઉકેલાવશ મને તે આપજો."

એક ગરીબ કામદાર છોકરી માટે હોમજીશેઠ અને ઑનરેબલ પેશતનશાહ વચ્ચે લંબાણથી વાત થતી સાંભલતાં ફ્રેનીનું પાકીને પલેહર થઇ ગયું.

તે સાંજે જયારે બધા મ્યુઝીકની લહેઝત ચાખતાં ડ્રોઇંગરૂમમાં ભેગાં મલ્યાં હતાં ત્યારે પેશોતનશાહ લાયબ્રેરીમાં ગયા, ત્યાં હોમજી વીચારમાં ચુપ ચોપડી લઇને નીચી મુંડીએ બેઠો હતો.

"પેલાં કાગલ્યાં બતાવશો કે દોસ્ત?" ઑનરેબલના આ સવાલથી હોમજી ચોંકીને ઉઠયો, "હં, હાજી." અને તે પોતાના મરહુમ ભાઇની ખાનગી તીજોરી તરફ ગયો. વકોરામાંથી એક ધાતુનો

દાબડો ખેંચી કહાડી તેને પેલા બીજા ગ્રહસ્થના આતુર લંબાયલા હાથોમાં મેલ્યો, "ઓ આંય કાગજ તો સહેલાઇથી વાંચી શકાશે." તેવન કાગલ્યાંઓ જોઇ બોલ્યા, "એતો ઇરાનાઓની દરી બાબા છે. જોકે ધુમારાથી એ બધાં કાલાં મારી ગયાંછ. હું એ મારી સાથે રાખું ? કંઇ કામસર મને કાલે પુણા જવું થશે."

"જો સાથે રાખવા જેટલાં અગત્યનાં તમો એને ધારતા હોવો તો જરૂર લઇ જાવો." હોમી બોલ્યો. પેશોતનશાહે પેલા દાબરામાંથી એક સણી બહાર કાહાડી તે એક ફેંટાવાલા ઇરાની બચ્ચાની તસવીર હતી. "તદન ખોરશેદની આંખ" તેવને અનુમાન્યું, આ ગ્રહસ્થ તેણીના ગમાવા હોવા જોઇયે. "કેવો તોરવંત દબદબાભર્યો ચેહરો." હોમી વીચારમાં મુછ મરોડતાં બોલ્યો, "ખોરશેદને આ ચહેરા સાથે શું નીસ્બત હશે ?"

"તમારા બાપની પાલકની આંખોમાં મોહટાઇની ગગરૂરી હજુરણી પ્રકાશેછ, એક કામદાર દાખલ હવે વધુવાર બસ તેણી રેહશે નહી." એમ બોલતાંજ પેશોતનશાહ ઉરકેરાયલા જેવા ઓરડા બહાર નીકલી ગયા.

"એટલે ? એવન શું કહેવા માંગતા હશે ?" હોમજી ઉઠીને દરવાજા તરફ ધસ્યો; પણ પોતા પાછલ દરવાજો બંધ કરી લઇ ઑનરેબલ પેશોતનશાહ ઉરકેરાયલા જેવા ચાલી ગયા.

હોમજી ગાફેલ જેવો પોતાની બેઠકમાં ઢુટી પડયો.

# પ્રકરણ સોલમું.

ખોરશેદે જે અસર ઑ. પેશોતનશાહ ઉપર કરી હતી તેની સૌથી છેલ્લી ખબર નાજાંમાયને થઇ, ફ્રેનીથી વધારે વખત તાબેદાર ન થઇ શકવાથી તેણીએ નાજાંમાયના કાન સેકીયા હતા એટલે બાઈ સાહેબનો મીજાસ ગયો.

"પેશોતનશાહ કેવા દાનાવ ને વિદ્વાન કેહવાયછ, પણ માટીડા બધાજ એવા! કોઇબી જવાન છોકરીની રીફારસ કરવાગાં આઘુ પાછું જોએજ નહી, પણ મેં સાંભલ્યું કે ગઇ રાતે દીનારઝાદીએ દીલરૂબા ઉપર "ભજીયે તે દાના ખુદા" નું ગાયણ ગાયું તે પેશોતનશાહે બેવાર ગવરાવ્યું અને દીનારના ગીઠા હલકની ઘણી તારીફ કીધી?"

"હા વાત ખરી છે." ફ્રેનીએ કહ્યું.

"ત્યારે તો એ દીનાર જબરી બાએગશાલી." નાજાંમાય બોલ્યાં.

"તે કેમ?" ફ્રેનીએ પુછ્યું.

"એવાય, પણ પેશોતનશાહને જે કોઇ પરણશે તે ખરેખરીજ બખ્તાવર, દરેક આગેવાન મંડળીમાં પહેલું માન મેળવશે, અને ગવરમેંટ હાઉસમાંતો "પ્રાઇવેટ એનટ્રી" થી જશે. એ આદમીની આપણાં પારસીઓમાં જોડીજ કહાંછે?"

ફ્રેનીએ એક ઠંડી હાય મારી. "પણ નાજાંમાય તમે પેલી ચોટટી બીલારીને તમારે ત્યાંથી સદાની રૂખસદ આપોતો કેવું!"

ખોરશેદ વગર મારૂં શું થાય?" નાજાંમાયને અંતે કબુલ કરવાની ફરજ પડી. "એના જેવા મન રીજવનારા હળકે મારી આ-

ગલ વાંચે કોણ ?"

ત્રણ દીવસ સુધી ઑનરેબલ પેશોતનશાહ ગેરહાજર રહ્યા કે જે અરસામાં બાનુએએ તેવનનો મીઠો મરદાનગીભર્યો અવાજ અને વિદ્વાન હાજરી ઘણી ખોહી હતી. ખોરશેદનેબી આ ત્રણ દીવસ ઘણા ભારી લાગ્યા પણ ચોઠે દીવસે બાગના દરવાજા નજદીક તેણીને પેશોતનશાહ મલી ગયા. તેણીએ હસ્તે મુખડે તેવનને આવકાર આપ્યો.

"મેં તમારૂં લખાણુ એક અધીપતીને બતાવ્યું છે, તેને તે વાંચીને બહુ પસંદ કર્યુંછ અને તે પોતે પોતાને ખરચે છાપી આપવાને કબુલ છે, નફાની વાત પાછલથી થશે. કેમ કબુલ છે ?"

"ઓ કેવી ખુશાલીની વાત ! તમારી કેવી મહેરબાની !" તેણીની રોશણ આંખ્યો ખુશાલીથા દીપી રહી.

અહીં પેશોતનશાહે તેણીને ખરા વાતથી ઉડાવી હતી, બરમ તો એમ હતો કે તેવન પોતાને ખરચે છપાવા તે આપી આવ્યા હતા.

તે દીવસ ખોરશેદ અસાધારણ ખુશીમાં હતી, નાજામાયે તે તેણીના ગોલાબી બનેલા રૂખશારા ઉપરથી જોઈ લીધું.

"તુંને શું થયુંછ, ખટલાં ?" શેઠાણીએ પુછ્યું. "કંઇ ઘણી ઉશ્કેરાયલી લાગેછ ?"

"હાજી." તેણી એક ચોપડી લેતાં શરમાઇને બોલી. "હું બીકાજી માસ્ટરને ત્યાંથી મોરી નીકલી, એટલે વખત થઇ જવાના ખ્યાલે હું અહી સુધી દોડતી આવી."

એ વાતબી ખરીજ હતી; પણ વચ્ચે તેને પેશોતનશાહે રોકી જે ખુશ ખબર આપી હતી તે અલબત તેણીએ ઉડાવી.

"તું લેટ નથી થઇ બીજી વખતે મારી હાજરીમાં આવી

ઉશ્કેરાયલી હાંફતી હુંફતી આવતી ના, તેનાં કરતાં પાંચ મીનીટ મોડું થશે તે પાલવશે, લે ચલાવ," આગલા જમાનાનો ફિલસુફ "પાણુ ૧૭૮ થી."

મેગનેટીક ઉંઘની અસરમાં પડેલી એક છોડીના અદભૂત પાવરનું વર્ણન વાંચવામાં હાલ તરતનો ખોરશેદ પોતાની ચોપડીનો ખ્યાલ ભૂલી ગઇ.

# પ્રકરણ સતરમું.

બપોરના ખાણાં ઉપર એકવાર પાછાં "પારખ કાસ્ટલ" ના બધાં પહરોણાંઓ ભેગાં મલ્યાં.

"તમારા વગર હમુને જરા સોહવાયું નથી." ફ્રેનીએ વાતની શહરૂઆત કીધી.

"તેટલી તમારા સેવક ઉપર મેહરબાની." પેશોતનશાહ હસ્યા. આજે આ જવાંન સુંદરી હદબ્હાર ખુબસુરત લાગતી હતી, તેણીએ ઘણીજ સફાઇથી પોશાક સજ્યો હતો અને કાલી મખમલની ટુકી બાંહેમાંથી અડધા ઉપર દેખાતા બરફ જેવા હાથોથી તેણી સર્વેનું ધ્યાન ખેંચતી. હોમજી તે જવાન રૂપસુંદરીના ચેનચાળા ઉપરથી મનસે વીચાર કરતો કે જો તે પોતે ફ્રેનીને પરણશે નહી તો તેણી જરૂર પેશોતનશાહને જીતવાની કોશેશ કરવાની.

ટેબલ ઉપર સ્વાદીષ્ટ ખાણાંને સૌ કોઇ ધનશાદ આપતું હતું. લૉર્ડની નવલુ આંખ વીચીને ચટણીને અચારનો ધાણુ કહાડતી.

આપણું મુર્ખ આલાંમાય પા રોટલીના ટુકડાની નાજુકાઇ સાથ અ-રધો ધાડવો અચારનો ખાલી કરતાં, દીનાર અને શેહરાની વચ્ચે રમુ-જી હીરાજી બારીસ્ટર બેઠા હતા.

"નવલુ લોર્ડ માટે શું ધાર્યું ?" હીરાજીએ પુછી જોયું.

"એમના ટૅસ્ટ હમારી પસંદગી પામતા નથી." બન્ને બેહ-નોએ કહ્યું.

"કાં વારૂ ?" હીરાજીએ પુછયું.

"બાનુઓને બરની નઝાકતથા એ બેશક બીલકુલ બાતેલ છે." દીનાર બોલી,

"બીલકુલજ" બારીસ્ટરે ચહરાવી આપ્યું "તમે માનશો નહી બાનુઓ, પણ નવલુબાઇતો આગલ બીરી પીતીતી પણ જ્યારે એ એટલે હદ સુધી પોતાનુ સ્રીપણું છોડી ગઇ, ત્યારે કુદરતેબી પોતાનું કામ કીધું, અને તે શું ? એને માટીડા માફક દહાડીના બાલ ઉગી નીકલ્યા, તમે બારીકીથી એની હડપચી નીચે જોશોતો દેખાશે રોજ સાફ કરેછ, પણ જાડા ખુપરા જેવાને તેવા, કોઇની સમજાવટથી નહી સમજી પણ ખુદરતનાં પ્રાકમથી ઠેકાણે આવી ગઇ, અને ત્યારથી એને બીરી હોરવાનું છોડી દીધું."

આ સાંભલી પેલી બંન્ને બહેનોનાતો ડોળાજ ફાટી ગયા "યા ખુદા" દીનાર બબડી,

"પણ હું તમુને પુછું દીનારબાનુ કે એકુ બીડી પીતાજ ધણી તમુને મલેતો ?" હીરાજી બારીસ્ટરે હસતાં પુછ્યું.

"મારી ખાહેશ છે કે મને એક બીડી પીતોજ ખાવીંદ મલે; કે જેથી બીડીની બદીમાં ફસેલા એક જવાનને સુધારવાની મને ટક

મલે." આ જવાન ગુણસુંદરીના આવા ડાહપણના શબ્દોથી હીરાજી ઉપર બહુ સારી અસર થઇ.

"પેશોતનશાહ, મેં તમુને આજે નાજાંગાયની કમપેનીયન સાથે બગીચામાં ફરતા જોયા હતા" ફ્રેનીએ ટેબલ ઉપર મોટેથી કહ્યું. "તમારી નામાંકિત હાજરીથી તમે તે છોડીનું મગજ ફેરવીતો નહી નાખતા હોતો ?"

હોમજીએ પેસોતનશાહ તરફ ટીકી ટીકીને જોયું. "મારાભાઇની પાલક આગલ તમે પેલાં કાગલ્યાંઓ સબંધી વાતો કરતા હતા ?"

" નહી, હોમજીભાઈ, પણ આજે સાંજે હું તમો આગલ તે બાબે કંઈ વાત કરનારછું." તેવને શાંતીથી કહ્યું.

" જેવી મરજી."

" તમે ઇરાણી " દરી " ભાષા જાણોછ ?" ઑનરેબલે પુછયું.

" એક શબ્દબી નહી. લેટીન અને ફ્રેંચમાં દુખત્રેલું આ બેજું ' દરી " ભાષાનો એક બોલબી ધરાવતું નથી." હોમજીએ જવાબમાં કહ્યું.

"ઠીક, ત્યારે હું તમુને સમજાવશ."

રાતના દસનો અમલ છે. હોમજી અને પેશોતનશાહ લાયબ્રેરી તરફનો રસ્તો લેતા માલમ પડે છે, છેલ્લા ગ્રહસ્થના હાથોમાં એક નહાનો પોર્ટફોલ્યો પકડાયલો છે, તેવને એક બત્તી નજદીક બેઠક લઈ પેલાં કાગલ્યાંઓ બ્હાર કહાડયાં.

"પેહલાં તો આ અસલ કાગલ્યાંઓ તમે તમારી પાસે સલામત રાખો, આ કાગજ પરણ્યા આગમજ ખોરશેદની મા, તે બવિબ્યની મીસીસ ફરામરોજ લશકરીની સહી સાથનું લખાયલું છે: અને

આ છેલ્લું કાગજ ખોરશેદનાં જન્મ પછીનું લખાયલું છે."

"તમે મને એ મોટે વાંચી સંભલાવશો ?" હોમજીએ "દરી" જુઆનનાં પોતાના અજ્ઞાનપણા માટે મનસે અફસોસ કરી કહ્યું.

"ન–યમ ન–યમ" પેશોતનશાહ પેલાં કાગજ ઉપર નજર ફેરવતાં ગળુ ખંખારતા બોલ્યા. "પણ હોમજી તમુને એ કાગલ્યાંઓ સાથ શું નીસબત! એક અદગવલી બાનુ પોતાના ભવિષ્યના ધારેલા ઉપર કાગજ લખે તે પવીત્રાઇ બીજાઓની નજર સામે ખુલ્લી થવી જોઇએ નહી."

"એકે એક શબ્દ મને ખુલ્લો જોઇશે." તે જવાન ઉસ્કેરાઇ જતાં બોલ્યો. "અને નહી તો હું માનસ કે તમુને "દરી" ભાષા ખબરજ નથી"

"ધીરે, ધીરે, મારા રફીક, લેવો સાંભળો." અને પેશોતનશાહે ગળું સાફ કરી પહેલું કાગજ ઉંચકી વાંચવા માંડયું.

["અફસોસ, મારા વહાલા ફરામરોઝ, નસીબ આપણી સાંમે છે. મેં મારા બાવાને કહ્યું કે હું એક મહીનો મારાં માશીને ત્યાં રહેવા ગઇ હતી, ત્યાં ઓલખાણ પડેલા એક પારસી જવાન નામે ફરામરોઝ લશ્કરી સાથ હું મારાં માસીની પરવાનગીથી અદરાઈછ, પણ બશ બાવાએ તો એ સાંભલી રણ પાર્યાછ, મને કેહછ કે જો હું તારી સાથ પરણુશ તો મને એવન એક દીરમબી આપનાર નથી. ઓ ફરામર્ઝ તમે તમારી ગરીબાની કાંય એવડી કવડી ફર્યાદ કરોછ? તમો જેવા કુશલ જવાન કંઇ સદા ગરીબીમાંજ રહી સકશો નહી. ગમે તે થાઓ પણ હું મારાં વચનને મુસ્તકીમ રેંહવશ, આવતે અઠવાડે હું મારાં માસીજીને ત્યાં આવશ. ખોદા હાફેઝ!

હવે પછીથી સદાની તારી પોતાની થનાર
આહુનુવર. " ]

બીજું કાગજ ઘણુંજ અસરકારક હતું.

("ઓ પીતાજી–તમે મારા ફ્રરામર્ઝને જોશો તો ચાહ્યા વગર રહેશો નહી. મેં તમારી ઉપર નામોશી આણી નથી, એક મારા જેવી મા વગરની છોકરી પોતાની માસીની મરજીથી પરણે તેમાં ખોટું શું છે? અરે પીતાજી, મારા ધણીને હાલ કશો ધંધો નથી, શું તમે તમારાં પેટનાં બચ્ચાંને સાહ્ય થશો નહી?" (આ કાગજ "પાછું ફેરવવામાં" આવ્યું હતું.)

ત્યાર પછીથી બે વરસનો ગાળો બતાવનારૂં એક છેહલું ઘણુંજ કાકલુદીભરયું કાગજ લખાયલું હતું.

("પીતાજી, હવે હું એક સુંદર બખ્તાવર બેટીની મા થવા પામીછું, ઓ કંઇ નહી તો આ ફરેસ્તાઈ બાલક ખાતર હમારી ઉપર રેહેમ કરો. તમારી ગંજાવર દોલતમાંથી માત્ર હમુને ઇરાનથી હિંદુસ્તાન જવાનો ખર્ચ આપોતો બસ છે. મુંબઇમાં મારા ફ્રરામ કંઇભી ધંધો કરી લેશે, ગએ અઠવાડીએ ૨૫ દીરમ અમારી પાસે હતા પણ એક નીરાધાર બુઝર્ગ ઇરાનીની કંગાલ્યત ઉપર દયા લાવી મારા ફ્રરામરોઝે તે બધાં નાણાં તેને આપી દીધાં, અરે આવા હાતમ દીલ જવાનને ધીક્કારવાને તમને શું સબબ હોય?")

આ કાગજના જવાબમાં નીચલું એક હતું.

"તેં જે રસતો લીધોછ તે તારી પોતાની મરજીનો છે, અને હવે ગમેતો તું જેહાનમમાં જા, એક ભીખારી રવસ્તા પાસ્સી ખાતર તું મને નાતાએદાર થઇછ તો હવે જા, તુંને તેનો લાયક બદલો

મલ્યોછે. તારી નવી જનમેલી દુકતી સાથ મને કશી પણ લોહીની સગાઇ હોવાનો હું ઇનકાર કરૂંછ."

આ. અ. સો.

ફકટ આટલીજ ટુંકી સહી હતી અને છાપ શીરાજ શેહેરનો હતો, "લખનારની ઢપ શીખેલાં આદમી જેવી છે કે?" હોગજીએ પુછયું.

"બેશક" પેશોતનશાહ બોલ્યા. "અને તમે હવે જોશો કે ખોરશેદના ગમાવા કોઇ ઘણા માતબર છે."

"હા, આ સખીવાલા ગ્રહસ્થ તેજ પેલો કઠોરદીલ બાપ હોવો જોઇયે."

"બનવાજોગછે, હવે ઇરાન જઇ એક પારસી, એક ઇરાની બાનુને પરણી આવે તે કંઇ આપણામાં સાધારણ નથી. માટે વીસ બાવીસ વરસની વાત ઉપર કયા ઇરાંણીની બેટી મુંબાઇ પરણી આવી હતી તેની શોધ કરવાને કંઇ મુસ્કેલ પડશે નહીં."

"પણ તે પૈસે માતબર અને દીલે તંગ કંગાલ આદમીની ખોળ કરવામાં વળ્યું શું?" કારટલના માલેકે વીચાર આપ્યો. "તેને તો વળી ખોરશેદની સગાઇ કબુલ કીધીજ નથી."

"કોણ જાણે વીસ વર્ષે તેનામાં શું શું ફેરફાર થયા હોય, જો હજુર તે જીવતો હોયતો પોતાના બુઢાપામાં આવી એક સકરમન પુટલીને પોતાની નબીરી દાખલ કબુલ કરવાને તુરત ખુશી થાય."

"તમે બધાને એવા તમારા જેવાજ આતુર ઇંતેજાર માયાલુ ધારોછ પણ આ કાપીનું શું કરવા માંગોછ?"

"જ મારી પાસે રાખીશ."

"આજથી હું "દરી" ભાષા શીખવા માંડશ." તે જવાન બબડયો.

"ઠીકછે ત્યારે સાહેબજી, હાલતો અગીયાર વાગી ગયા." અને આપણા આ રાજદવારી ગ્રહસ્થ પોર્ટફોલ્યો લઇ ઓરડો છોડી ગયા.

"આ આદમી કંઇઉંડાં પાણીમાં ફરતા જણાયછ. લોકો કહેછ કે ઑ. પેશોતનશાહ લોકોની દાઝ હૈડે એટલી ધરેછે કે તેવન ગોયા લોકના ભલાં માટેજ જીવેછ; અને સંસારી ખ્યાલતો એવનને છેજ નહી. એ ખોદા કરીને તેગજ હોય, પણ નહી મારા માન્યામાં તે આવતું નથી."

# પ્રકરણ અઢારમુ.

હવે હવે હોમજી શેઠ કંઇ ઘણોજ ગંભીર ફરતો હતો. નાજાંગાયના મોટા બળાપા વચ્ચે તે ફેંનીથી આધો પાછો ફરતો, પહરેણાઓને પોતપોતામાં ફોડી લેવા દઇ તે બસ લાયબ્રેરીમાં ભરાઇ બેસવાનું પસંદ કરતો.

સાંહજનો દીલખુશ વખત હતો, "પારખ કાસ્ટલ" માં તુરતનીજ બત્તો થએલી છે, આલાંભાય પોતાના સુરીલા કંઠે દીવાનખાનામાં ગાયણ ગાએ છે જે સાંભલવાને સર્વેનું મેજર મલ્યુંછે. હોમજી તેમાં જરાબી રસ લેવા વગર પોતાની લાયબ્રેરીના ઓરડામાં ચાલી ગયો. બારી નજદીક ઉભો રહી બગીચા તરફ તે વીચારમાંજ જોતો હતો, તેટલાં, તેની નજર સાંજના ઝઝકલામાં ફરતા બે આકાર

ઉપર પડી, પેલી કાલી સાડીનો લાંબો ટટાર ગુલબદન આકાર તે ખોરશેદનો હતો, અને ખુલ્લે માથેના યુરોપ્યન ડ્રેસમાં સાથે પેશોતનશા હતા.

તે કદાવર તન સખ્સ વાંકોવલી લગભગ ખોરશેદના કાનતુલીક હોઠ લઇ ગયો હતો, તેનો બારી હાથ તેણીનાં નાજુક ખભાં ઉપર હતો, ગોયા તે કંઇ કાકલુદી કર્તો હોય.

અચપુચ ખોરશેદ જરા હઠી ગઇ, અને એકાએક પેશોતનશાહનો હાથ લઇ આંખે દાબ્યો, બીજીજ પલે તેણી ત્યાંથી ફરીને ઝાડીઓમાં ચાલી ગઇ.

હોગજીના ડોળા ફાટી ગયા. આ શું રંગ હતો ? તેનાં જવાન જીગરમાં અદેખાઇનો જવાલામુખી ફાટી નીકળ્યો.

" આ છોકરીએ ખામખા આ આદમીને ઘેર્યોછ. એણી આંખમાંની જાદુઇથી આ લડાયક સિંહ, ઘેટાં બરોબર થઇ ગયોછ, પણ હું એ વધારે વખત ચાલવા દેનાર નથી. "

તે તુરત બારી કુદાવી બાગમાં ઉતર્યો. દર્યાવનાં પાણી સાંતીમાં વેહતાં હતાં પવનની ધીમી લેંહકી દીલ બહેલાવનારી હતી, પણ માત્ર હોમજીનાંજ જીગરમાં ધીરજ કે સાંતી ન હતી. શા માટે તેનું દીલ શાંત ન હતું તે ઉપર વીચાર કરવાને આ મગરૂર શેઠીયો લજવાતો. તેને પોતાની નાસીપાસીનો તમામ ખાર તે જવાન છોકરી ઉપર કહાંડવાનો કસદ કીધો.

"આહ ! એજ મીસાલની ઓરતો દાનાવ આદમીઓનો નાશ કરેછ ! " તે બબડયો.

પેશોતનશાહ અંદર ચાલી ગયા, હતા પણ તેને ખોરશેદના ના-

નુક આકારને એક સરોવરનાં ઝાડને અઢેલી ઉભેલો જોયો. તેણીનુ સર ગોયા ગમથી ઝુમાઇ ગયું હતું.

તે પોતાના સ્વભાવ ઉપર કાબુ રાખી શકયો નહી, તેનો મગરૂર ગુસ્સો તમામ ઉભરાઇ આવ્યો. તુરત તેને નજદીક જઇ કરડા અવાજે કહ્યું.

"બાઇ સાહેબ, તમે ઠીક ભાગ ભજવોછ. ઑનરેબલ પેશોતનશાહ ઉપર તમારા આ ન્હાના નાટકે ઠીક અસર કરેલી હોવી જોઇએ." તેણી હોમજી તરફ ફરી. ઝઝકલાંમાં તે જવાનને ખોરશેદનો ચેહરો મોહત જેવો ફીક્કો પડી ગએલો લાગ્યો, તે લાંબી કાલી આંખોમાં સ્વચ્છ પાણી ઝલકતાં હતાં.

"તમે શું છુપાઇને હમારી વાત સાંભલતા હતા, હોમજી શેઠ ?" તેણીએ તુચ્કારથી પુછ્યું.

તેવું નામોશીનું શરમભરેલું કામ "પારખ કાસ્ટલ" ના કોઇ પણ માલેક તરફથી થએલું નોંધાયું નથી" હોમજીએ તોરથી કહ્યું પણ હુ મારી બારી આગલ ઉભો હતો ત્યાંથી મેં તમુંને પેશોતનશાહનો હાથ લઇ આંખે દાબતાં જોયાં, અને અલબતાં જોયાં, અને અલબતાં તમારા ધાર્યા પ્રમાણેની અસર તેથી થશેજ."

"ખરેખરા અને કઇ જાતની અસર થએલી જોવાને હુ ચાહતી હોઇશ વારૂ તે કહેસો ?"

"મીસ ખોરશેદબાનું, તમારાં જેવાં ભણેલાં કેહવાતાં બાનુને સમજતો હોવીજ જોઇએ કે એક કુંવારા મર્દનો હાથ લઇ આંખે દાબવો એ તેને પોતા પાસ ખેંચવા બરોબર છે. "તમે એમ કેહવા માંગોછ કે હું ,ઑનરેબલ પેશોતનશાને મારા પાસ ખેંચી મારા

ધણી કરવાને ઇંતેજાર છેઉં ? એમ થાએછ !" તેણીએ પ્રગટ તુચ્છકારના નેણ ફેરવતાં ખુલ્લું પુછયું.

"હમણાં મારી નજરે જોયલા દેખાવ ઉપરથી હું એ સીવાય બીજું શું અનુમાની શકું ?" હોમજી ગુસ્સાથી પોતાની મુછ ખેંચતા બોલ્યો. "ઑનરેબલ પેશોતનશાહ તમારી સાથે કઇ સગાઇનો સંબંધ ધરાવેછ કે તમે તેવન આગલ તમારા મરનાર બાપની વાતો કીધી. કંઇબી મેળવવાનાં હેતુ વગર હોય ?"

"મેળવવાનો હેતુ ?" તે જવાન બાનુ ગુસ્સાથી બોલી. "તમારાં માતાની રાતે અગ્યાર વાગતા તુલીક ચાકરી કરી, એક ગોલાગ માફક રોટલી ખાઇ કોરી વગરની તદન ઓશયાલી જીંદગી ગુજારવી એ કંઇ મેળવવાનો હેતુ કહેવાય સાહેબ ?"

હોમજી પોતાના જીગરમાં અચબુચ ઉતપંન થએલો દુખનો ઝટકો અટકાવી સ્કયો નહી; પણ તેની મગરૂરી જોવીને તેવીજ રહી. તમારા બાપ જીવતા હતે તો આજે તમારી હાલત એ કરતાં કંઇ વધારે હતે ?"

"જો તેવન જીવતા હતે તો ? એટલે, શું તેવન ગુજરી ગયાછ? એમ માનવાને તમને કઇ સબબછે ?" આ બોલતી વેળા તેણીનો સાહદ ઠરઠર ધ્રુજતો હતો.

"જેમ બીજાં બધાં જાણે છે તેમ મને પણ ખબર છે કે બળતાં ધરમાંથી તમારો જાન બચાવવા જતાં તેવન મરણ પામ્યા."

"મરણ પામ્યા ! તમારા બાઇએ તો "મને કહ્યું હતું કે તેવન દુરની મુશાફરીએ ગયા હતા, એ પણ હમણાં તુલીક મને ઠગાવવી

એ ધ્રાટકી અને ધીક્કારવા જોગ છે.” તેણી ઉશકેરાઇ આવીને ગમથી ગોયા તનબદન કાંપતી હતી.

“તેમાં મારા ભાઇનો વાંક હતો.”

“નહી પણ જ્યારે હું મોટી થઇ ઉમરમાં આવી, અને મારા ઉમરાવ પાલનહારના કવખતનાં મરણથી મને શેઠાઇમાંથી વહીત્રાંમાં ગબરાવવામાં આવી, જ્યારે મારાં દુખની કોઇને દાઝ લાગવાની નહતી, ત્યારે મને કેમ નહી સાચી વાત કહી દેવામાં આવી. વર્ષો પછી વર્ષો તુલીક એક વાહીયાત કદી ન બને તેવા સ્વપનામાં મને ગોતાં ખાતી નાખી અને ઓ પરવરદેગાર આ નાસીપાસી !”

તેણીની આંખોમાંની હદબહાર ગમી જોતાં હોમજી દીવાના જેવો થઇ ગયો પણ પોતાનાં મન ઉપર કાબુ રાખવાને તેને દીલ સાથ જબરી લડત ચલાવી, અને મોહટાઇની ગરૂરીમાંજ તેને કહ્યું. “ઑનરેબલ પેશોતનશાહની નવી મેળવેલી દોસ્તીમાં તમે તે તમારી નાસીપાસી જલદીજ ભુલી જશો.”

“શું તમુને એટલુંજ કેહવુંછ, હોમજી શેઠ ?”

“હા એટલુંજ, સીવાય કે તમારાં આવાં પાખંડ પછીથી હાથ કીધેલાં ઉંચા બખ્તમાટે મુબારકબાદી.”

“તમારી આવી મહેરબાની અને માયા માટે મોટો આભાર ચયો, સાહેબ, સાત વરસની વાત ઉપર લાયબ્રેરીના ઓરડામાં તમોએ તેવીજ લાયકી વાપડી હતી, અને તે વખતે તમોએ મને ” ચાલ, રસ્તો પકડ “કરી કહ્યું. હતું; પણ આજે હું તે શબ્દો શાંભલવા માટે થોભનાર નથી. તમારા કેહવા આગમજ હું રસ્તો પકડશ” અને તેણીએ પોતાની કાલી આંખોમાંથી ગુસ્સાનો એક બળતો ચમકાટ તેના

ઉપર તેટલીજ જોશભરી અદાએ ફેંકી ત્યાંથી તુરતજ ચાલ મુકી.

હવે ગુસ્સો, મગરૂરી, મોટાઇ તુંડાઈ, બધું હોમજી શેઠ ઉપરથી ઉતરી ગયું. તેને પોતાની આંખે હાથ દાબ્યા, તેનાં જવાન જીગરમાં મગરૂરી અને માયા માટે જબરી લડત ચાલી રહી. એ તેને હવે ચાહ્યું કે તે જવાન બાનુની પુઠે જઇ પોતાના બેઅદબ બોલો માટે માફી ચાહે. ખોરશેદ બોલી હતી કે તેણી વગર થોભત્તે હવે "હવે રસ્તો પકડશે" અને હોમજીએ વીચારયું કે આમ બોલવામાં તેણીની શું મતલબ હશે. જો હજુરથી તેણી પાછી ફરે તો હોમજી તેણીની આગળ માંફી માગવા જેટલો હલકો પડવાને તૈયાર હતો.

# પ્રકરણ ઓગણીસમું.

પોતાના મોજીલાં પહેરોણાંઓ તરફ ધ્યાન આપવાને હોમજીને હવે પહાડ જેવું ભારી લાગતું. ફ્રેણીની મીઠી વાતચીત કે પીલાંમાયની રમુજી બકવા, તેનાં કાન ઉપર હાલ તો લોહડાંનાં દહામ જેવી પડતી, ખાંણાની પાંચ મીનીટ આગમજ નાજાંમાયે પોતાના બેટાને એક નવીજ ખબર આપી.

"તું જાણુતો હતો કે પેશોતનશાહ જવાના છે હોમજી ?"

"નહી, શું તેવન ગયા ?" હોમીએ અજાએબીથી પુછ્યું.

"હા એક કલાક થયો તેવન પુણાની ટ્રેનમાં ઉપડી ગયાછ, મને હમણાંજ તેવન તરફથી ચીઠી મલી, કંઇ આવતી કાઉનશીલનાં ઇલેકશનનું કામ નીકલી આવ્યું હશે."

"મને કંઇ ખબર નથી." હોમજીએ એક લાંબો છુટકારાનો દમ ખેંચ્યો." ચાલો પાપ પત્યું." તે ધીમેથી બબડયો.

તે રાતે ખાણુંની ટેબલ ઉપર કારટલના માલેકનો હાલ એક ઉંધરેટા જેવો હતો. પાસે બેઠેલી ફ્રેનીએ નીસાસા ઉપર નીસાસા મેલ્યા, પણ હોમજીના કાન ગોયા બેહર મારી ગયા હતા. ખાણુંબાદ તે વીચારમાં ઉભો હતો. તેટલાં તેની માના ઓરડામાંથી ઘણોજ જોસમાં ઘંટ ઠોકાયો. હોમી ઉઠયો, શું નાજાંમાયને એકદમ દરદનું જોર ઉભરી આવ્યું હતું ?

ના, બાઇ સાહેબ બીમાર નહતાં, તેવનના મીજાસની લગામ હાથથી ગઇ હતી.

હોમજીને જોતાંજ તેવન પુકારી ઉઠયાં. "ખોરશેદ કહાંછે ?"

"હું નહીં જાણુતો, શું તેવન મલતાં નથી કે તમે આટલાં ચીરડાઇ ગયાંછ ?"

"તે આ આખાં ઘરમાંથી મલતી નથી. મેં એને સાહડા નવ વાગતે મારા પાસ વાંચવા બોલાવી હતી અને આજે પહેલીજવાર તેણીએ મારા હોકમનો અનાદર કીધોછ."

હોમજી ગાફેલ જેવો બની ગયો.

"પણ ક—કદાચ તેણી વીકાજી માસટરને ત્યાં હોય ?"

"તેમ હોયતો આપણે તુરતજ ખાત્રી કરી લઇએ." અને શેઠાણીએ પોતાની સ્પ્રીંગનો ઘંટ ઠોકયો, નોકર આવે તે આગમજ બીજી તરફથી તેવનની ખાસ કારભારણ બચુ બીજી નવી ખબર સાથ આવીને ઉભી રહી.

"જી, હીલ્લુ કેહછ કે તેને ખોરશેદબાઇને સાતવાગે હાથમાં એક

કાડરો લઇને દાદરપરથી ઉતરતાં જોયાં હતાં, અને હીલ્લુંએ પુછ્યું કે "કહાં જાવોછ?" તો તેવને કહ્યું કે "કાસ્ટલમાંથી હું ચાલી જાઉંછ." હીલ્લુએ ધાર્યું કે શેઠાણીએ તેવનને રજા આપી હશે અને તેથી કંઈ વધારે પુછ્યું નહીં."

"મારાં નોકરો બધાં મુર્ખોના પાદશાહ છે." નાજાંમાય ફુફર્યા. "વારૂં બચઈ જા ને કાદરને મોકલ."

"ઓ પરવરદેગાર, તે નાવારેસ, નીરાધાર બાળા, આવા રાતને કઢંગે વખતે કહાં હોસે?" હોમજી ઠરઠરતાં જીગરે મનસે બોલતો હતો. "માયજી હું વીકાજી માસ્ટરને ત્યાં ખોલ કરી આવુંછ."

"તું? તું પોતે? પારખ કાસ્ટલના હોમજીશેઠ પોતે પોતાનાં માની કમપેનીયનની શોધમાં જવા ચાહેછ?" શેઠાણીએ ચેહા કીધા.

"હા! માયજી આપણે તેણી તરફ ઘણાંજ ધાટકી થયાંછ, ઓ હું ખરૂં કહુંછ કે આપણી સખ્તીથીજ તે કાસ્ટલ છોડી ગઇછ"

"આપણી સખ્તાઇ!" બાઇ સાહેબે ધુજારો કીધો. "આજ બે વરષ થયાં મારી કમપેનીયન દાખલ તેણીએ સાહેએસોખ એક લેડીની લાઇફ ગુજારીછ."

"કબુલ કીધું, પણ તમે કદીબી તેણીની તરફ માયાથી વર્તયાં હતાં? ઓ માયજી બોલો એક વિશ વર્ષની ખીલતી જવાની શું ઓરડામાં ભરાઇ ચોપડી વાંચવામાંજ સુખ સમજી શકે? તેણીને કોઇ દીવસબી તમે કંઇ સુંદર પોશાક પેહડવા આપ્યાછ? લીમજીના મરણ પછીથા તેણીએ દાગીનાઓ તો જોયાંજ નથી. ઓ ખોદા, હું કેવો બેરેહમ, બેસમજ, કે મેં મારી આંખ હેઠળ આવી હોનપસ્તીભરી ગેરઇનસાફી ચાલવા દીધી."

"હોમજી, શું તારૂં ભેજું ફરી ગયુંછ?" નાજાંમાયે હદ બ્હાર અજાયબીથી પુછયું.

"નહી, પણ ખોદા સાહેદ છે કે હમણાંજ મારૂં મગરૂર ભેજું ઠેકાણે આયુંછ. અરેરે આપણી સખ્તાઇથી તે કેવી આપદામાં આવી પડી હશે. આ બેઢંગી દુન્યાના દગા ફટકાથી અજાણ એક ન્હાનાં બચ્ચાં જેવાં ખાલેસ હૈયાંની તે સદગુણી નાવારેસ કહાં ગઇ હોશે? એ ખોદા કરીને તે વીકાજીને ત્યાંજ હોય." અને ફીકરથી ફીકકો મારી ગએલો હોમજી, દરવાજો ઢકેલી ઉતાવળમાં માનો ઓરડો છોડી ગયો.

હવે નાજાંમાયનો નજલો બજલો સૌ ઉડી ગયો, તેવને પુઠે લાગી હોમજીને ખભાંમાંથી પકડયો "અરે થોભ હોમી, એમ શું ઘેલા કાહાડેછ, શું તું પોતે આજે નોકરનું કામ બજાવવા માંગેછ?"

"હા, હું પોતે જવશ જ્યાં સુધી ખોરશેદ મલશે નહી ત્યાં સુધી મારા દીલને કરાર રેહશે નહી. આજની મારી તે બાનુ તરફની કમસમજ બેઅદબી મારા મોહતના દહાડા સુધી હું ભૂલીશ નહી." અને પોતાની માનો હાથ ખંખેરી નાખી ને ઉતાવલમાં ત્યાંથી ચાલી ગયો.

બ્હારની ઠંડી લેહરકીએ હોમીના તપતાં મગજની ગમીની ધુમરીને શાંત કીધી નહીં. તેની માની સખ્તાઇ હેઠળ તેને તે નાજુક ફુલને કરમાતું જોયું હતું, અને તોપણ તેને તેણીનો બચાવ કર્યો નહી. અને આજે તો તેને વળી આગળ વધી તે સદ્દગુણી નાવારેસ છોડીને અણુંઘટતા શબ્દોએ અપમાન કર્યું હતું. તેને ઉશકેરાટમાં પેશોતનશાહનો ખાર તેણી ઉપર કહાર્યો હતો. હમણાં તેને 'કસમ

ખાધા કે જો ખોરશેદ વીકાજીને ઘેર મલશે તો તે પોતાની ટોપી ઉતારી મારી ચાહશે.

તે બુઝર્ગ ચોપડીના કીડા વીકાજીના ઓરડામાં બત્તી બળતી હતી. અને તેવન પોતાની એરીસટોટલના પોઠામાં મુડું ખોશી બેઠા હતા. હોમજીને મોહડે ખોરશેદના ગુમ થવાની ખબર સાંભળી તે-વન તો ગાફેલ જેવા થઈ ગયા. તેણીએ એક શબ્દથી તે વીષેનો તેવન આગલ કહ્યો હતો નહી. જો કે તેણી પોતાના પાલનહારના મરણ પછી કદીબી કાસ્ટલમાં સુખમાં રહી હતી નહી.

"શેઠાણીનો સ્વભાવ ઘણો કરડો છે હોમજી શેઠ માફ કરજો હો. પણ મારી બુચી તમારે ત્યાં સુખી નહી હતી. બીચારો મારી અને પેશોતનશાહની હાજરીમાંજ કઈબી ખુશાલી માનતી હતી,"

"પેશોતનશાહ એવન ઉપર ઘણું ધ્યાન આપતા હતા, કાં નહી એમ હોય કે તેવન એની ગેરહાજરી માટે જાણુતા હોય ?" હોમજીએ સુફેદ મારી ગએલા હોઠે પુછ્યું.

વીકાજી જેવન તદન લાચાર બની ગયા હતા, તેવનને હો-મીના આ સવાલથી અચબુચ આશા આવી. "ખોરશેદ જો પેશોતન શાહની સંભાળ તળે હશે તો આપણુને ફકર કરવાનુ કારણ નથી. કારણ ખટલાંના એક બાલનેબી બચાવવા તેવન પોતાનો જાન-બી આપે."

હોમજીએ તે સાંભલી એક બીજી હાય મારી.



# પ્રકરણ વીસમું.

એક રોટીબી ખરીદવાનાં સાધન વગર ગરીબ બીચારી નાઆરેસ ખોરશેદ તે મગરૂરીનું ધામ છોડી ગઈ, હોમજીશેઠના છેલ્લા સુખનોનો તેને સજડ ડંખ લાગ્યો, જે ઘરમાં તેણીએ આટલી હલકાઈ સેહવી હતી તેજ ઘરના માલેક તરફની આ છેલ્લી સખ્તાઇ અને તુંડાઇથી તેણીને ત્યાં એક પલબી વધારે કહાડવાની પહાડ જેવી મુસ્કેલ લાગી, અને તેણીએ ત્યાં અને ત્યાંજ નક્કી કીધું કે તે કદાવર ખુબસુરત પણ મોહટાઇની તકોબરીમાં તુંડ બનેલો ચેહરો હવે પછીથી કદીબી જોવો નહી.

તેણીએ યાદ કીધું કે તેવીજ મોહટાઇનો દમામ બતાવનાર ચેહરો તેણીએ પોતાની વાર્તાના નાયકનો ચીતાર્યો હતો, જે પોતાના મગજમાં રમી રહેલા ચેહરાને તેણીએ પોતાનાં ખાલેસ મનથી પુંજ્યો હતો, તેજ ચેહરાથી તેણીએ હવે સદા સુધીનાં દુર થવાનો મનસે પક્કો નીશ્ચય કીધો.

જ્યારે હોમજી વીકાજી સાથે વાત કરતો હતો, ત્યારે તો ખોરશેદ 'કાસ્ટલ' થી ઘણી દુર નીકળી ગઇ હતી, બે જોડી કપડાં અને થોડી પોતાની માનીતી ચોપડીઓ એક કોહળામાં લઈ તેણી તે કંઇક ભારી બોજો ઉપાડતી રસ્તે પડી હતી. તેણીએ પોતાના પીતા સાથના અસલ મકાન ધોબીતલાવ પાઘડીવાલાની ચાહલી તરફ જવાનો વીચાર રાખ્યો હતો, અને "યથા" ના કલામ હોઠ ઉપર લઇ આ નીરાધાર નાવારેસ બાળા રસ્તે રાહદારીઓને ધોબીતલાવનો રસ્તો પુછતી ચાલતી હતી.

પોતાનાં ભવિષયનો ખ્યાલ કર્યા વગર ખોરશેદ ઉતાવલાં ઝનુનમાં "કાસ્ટલ" છોડી આવી હતી, તેણીએ વીકાજી માસ્ટર ઉપર પાછલથી લખીને ખુલાસો કરવા ધાર્યું હતું. તેણીએ મનસે માન્યું કે ઘોબીતલાવ ઉપર તેના મરહુમ બાપના ઘણા આગલાં ઓલખાણવાલાંઓ મલી આવશે, જેઓમાંનું કોઇબી ફણુ લશ્કરીની નીરાધાર છોકરી ઉપર દયા કરશેજ.

ગરીબ બીચારી! આ ઉપરથી જણાય છે કે તેણી દુન્યાના દગા ફટકાથી કેવળ અજાણ બેસમજ હતી.

વીકાજી તો છેક ઝેરી તરફ ઘસડાઇ ગયા હતા અને તેણીના ખયરખ્વાહ દાખલ આ જગમાં માત્ર પેશોતનશાહ બાકી રહ્યા હતા, પણ હાલમાં તો મદદ માંગવીબી ભારી લાગે, કારણ આજેજ સાંજે ઑનરેબલ પેશોતનશાહ સી. એસ. આઇ. એ આ રખડતી છોકરીની હાથની માંગણી કીધી હતી, અને તે તેણીએ ના પાડી હતી! ખોરશેદને લાગ્યું કે બસ સારી ખલકતમાં તેણીનો કોઇબી રફીક હવે રહ્યો હતો નહી.

તેણીની મુખ્ય ઉમેદ પોતાની કલમમાં હતી, તેજ તેનો દોસ્ત અને ખજાનો સર્વે હતી. અંતે ઘોબીતલાવની ગડબડભરી વસ્તી આવી લાગી. કહાં મ્હાલક્ષમીનો સાંત અને એકાંત રસ્તો! કહાં આ જીવતાં આદમીઓનો દર્યાવ! ત્યાંની ઘોંઘાટી ગડબડથી ખટલાં ગભરાઇ ગઇ. અહીં નહી હતા બાગ કે બગીચા, ના દર્યાવ કે નદી, ના ઠંડી લેહકી કે નીછટ ચાંદરણી; જ્યાં નજર ફેરવો ત્યાં આદમી અને આદમીનીજ કલાબકોરભરી વસ્તી, ઠેકઠેકાણે કચરાના ઢગ! ઘોબીતલાવના તલાવ આગલ આવી પોહચતાં ખટલાં ચોંકીને ઉભી

રહી ગઈ. તેણીની બાળપણની યાદદાસ્ત એકવાર પાછી તાજી થઈ, અને ઉંઘમાં ચાલતી હોય તેમ તેણી સંતોકના તબેલા તુલીક ચાલી જઇ ગળી વટાવી, મારકેટને નાકે આવી ઉભી. આહ ! તેણીનાં તે કુમલાં ભેજામાં આ દેખાવ કંઇ તદન નવો નહતો. લગભગ પોણાં નવનો વખત થવા આવ્યો હતો ખોરશેદ એક દુકાન આગલ થોભી ગઇ, ત્યાંથી રાઇ મરચાંનો ખુબ બેંહકાટ આવતો હતો જે ઉપરથી તેણીએ અનુમાન્યું કે તે દુકાન કોઇ અચારીયાની હોવી જોઇએ. નજદીક જતાં તેણીએ ત્યાં બે પારસી ઓરતોને ઉભેલી જોઇ. તેઓ બન્ને મા બેટી લાગતાં હતાં. માની ઉમર આસરે પીસતાલીસેકની દેખાતી, તેવન બફેંણાની બરણી જેવાંને ફુલ ડ્રેસમાં હતાં ! દીકરી વીસેકની ઉંમરની, સારા દેખાવની, અને માનાં કદથી તદન ઉલટી વાએ ઉડી જાય તેવી હતી. દુકાન ન્હાની અને કામ ચલાઉ હતી અને ત્યાં અચાર સરકો ઉપ્રાંત, ચાહ સાકર અને ખાવાની થોડીક જીનસો પણ વેચાતી હતી.

"જી, અહીં પાઘડીવાલાની ચાહલી હતી, જેમાં ઘણાં વરષ ઉપર આગ લાગી હતી તે પાછી બાંધવામાં આવીછ ?" ખોરશેદે નજદીક જતાં પુછ્યું.

"હાસ્તો" તુરત પેલી જવાન છોડીએ જવાબ આપ્યો. "તમે જરા આગલ ચાલસો તો જોશો કે તે ઉતી તે થાને તો વધારે મોટી બાંધીછ."

"તે આગ લાગી ત્યારે આ દુકાન અહીં હતી ?" ખોરશેદે પુછ્યું.

"મારી દુકાનને જી, તે એતો આજે કંઇ તીસેક વરષ થયાં

અહીં છે." પેલી માતા બોલી ઉઠી. "મારી જીભરછ દીકરી માણે-કનોબી અહીંજ જનમ થએલો, એતો માએ હમુને જોઇને આંય બીજા પસ્તાગીયાઓ અહીં ઉભાઇ જાએછ. મારા પાલનજી તો હંમેશના એવાજ કેની તે એવને પોતાના હાથ નીચે રાખેલા દુકતા રસતઇને મસાલો કેમ કરવાનો તે શીખવ્યો એટલે તે બેબદ્દામનો ગોલામ હવે હમારી સાંમે દુકાન કહાડીને છકી ગીયોછ."

"અને તમો અહીં આટલાં વરસ સુધી રહ્યાંછ તો ફરામરોજ લસ્કરો નામના પારસીને ઓળખતાં હશોજી, ?" ખોરશેદે નરમીથી પુછયું.

"કોણુ લસ્કરી ? આપરો ફ્રળુ લસ્કરી ?" દુકાનની અંદરથી એક ઘોંઘાટી અવાજ આવ્યો, અને તે સમેતજ દુકાંનના માલેક પાલનજી પસતાકીયા ઉંબર ઉપર આવી ઉભા. તેવને બદીયાનની બોંહે ઘુંટણીની ઉપર ચહરાવી દીધી હતી, અને તીખા તમતમતા રાઇના લેપરામાં તેવનનો અડધો ઉપર હાથ લપેટાઇ ગયો હતો.

"કાંય મારી પોરી, તુંને લસ્કરીનું શું લાગે વલગે ?"

"તેવન મારા પીતાજી થતા હતા." તેણીએ શોકાતુર હલકે જવાબ કર્યો.

તારા બાવા ? શું જે છોકરીને બચાવવા જતાં ફ્રળુએ પોતા-નો બ્હાદર જીવ ખોહયો તે ?"

"હા," ડચકાંથી ગુંગલાતાં તેણીએ કહ્યું.

"અને પછી પેલા ખુધા શેઠે તુંને બચાવી પોતાના મેહલ-માં લઇ જઇ તુંને પોતાની દીકરી કરી લીધી ?"

"હાજી, પણુ તેવન ઘણાં વરસ થયાં ગુજરી ગયાછ અને હું

મોટા લોકોની ચાકરી કરતાં કંટાલી ગઇછ."

"હા ખરી વાત, મારો ફ્રુજુ બી એમજ કેહતોતો મોટા લોકની ગોલામગીરીનોજ તેનેબી જબરો અભાવ હતો, પણ ભલા આદમી ધણો હુલ્લડ દાદાર ઓરમજ તેને ઉંચા બેહસ્ત આપે, અને ત્યારે તું તારાં મોટાં ઘેરથી કંટાલી ગઇછ મારી પોરી, અને તારાં બાપનાં ધોબીતલાવ્માં દોસ્તોને મલવા આવીછ?"

"શું તેવનના અહીં કોઇ દોસ્તો છે?" તેણીએ આશાવંત અવાજે પુછ્યું.

"હા ધણાબી આખું ધોબીતલાવ એની ઉપરથી મરી પીટતુંતું. મરનાર કંઇ જેવો તેવો ગરોબ ઉપર મેહરબાન હતો, ગરીબી છતાં ગરીબોનો પાલનહાર હતો. જોઉં દીકરી તારૂં મોહડું, હા જરા ફ્રુજુ જેવો તોર લાગેછ ખરો, પણ રાતની વખત તું અહીં શું કરેછ માય?"

"હું મારાં ગુજરાણ માટે કંઇ કામ શોધવા આવીછ."

"કઇ જાતનું કામ?" પાલનજીએ અજાએબીથી પુછ્યું

"હું સારૂં સીવી તેમજ લખાણ કરી જાણુંછ"

"લખાણ! હા, ફ્રુજુબી બડો લખનાર હતો. બડેખાંઓની ઢીંગ કહાડવામાં તેની કલમ આઘુપાછું જોતીતીજ નહીં, અને બે ત્રણ વખત આપદામાં આવી પડતાં તો સેહજે બચી ગએલો. ત્યારે તું ગુજરાણ માટે કામ કરવા માંગેછ બુચી પણ તારો દેખાવ તો મેહલમાં શેઠાઇ કરવા જેવો છે."

"ત્યાં રેહવું મને ધણુંજ પહાડ જેત્રું બારી લાગ્યું અને તેથી હું ત્યાંથી નીકળી આવીછ, હું દોસ્ત આસનાવ વગર આ મોટી ગંજાવર મુંબાઇમાં એકલી પડશ પણ મારી કમાઇની રોટી હું મેળવી ખાવશ."

"હારે, તારામાંબી બધી બાપનીજ મગરૂરો છે. આવ, આવ દીકરી, આજનો દહાડો તો તું અહીં રેહ કાલે આપણે શું કરવું તે-નો વીચાર કરીશું, ચાલ મોટબ, માણેક, આંય બીચારીને અંદર લેવો."

"ઓ તમારી કેવી મેહરબાની." ખોરશેદે મ્હા મુશ્કેલીથી કહ્યું લંબાણ ચાલ્યા પછીથી તેણી ઘણી ઠાકી ગઇ હતી એટલે ઉપકાર માની અંદર આવતાં તેણી એક લાકડાંના ટુલ ઉપર બેઠી, ચોપાસ આદમી જેટલાં ઉંડાં, અને ડુંગર જેટલાં પોહળાં પીપોનો ઢગ હતો લસણ મરચાંનો બેહકાટ નાખનાં પીફરાંને ફારી નાખતો. માણેક આ નાજુક મોટે ઘેરની દેખાતી બાનુ આગલ આવી વાતે ઉતરી.

"તમે ઘણાં ઠાકી ગીયાંચ જરા જમવા આગમજ થોરૂં મો-વરૂં લાઉં ?"

"નહીંજી એવી કંઇ તસદી લેતાંજ ના." ખોરશેદે મીઠાસથી હસી આવી પરોણાગતની ચોખ્ખી ના પાડી ! પાલનજીનાં ધરીયાંણી રાંધણીમાં તૈયારી કરવા ગયાં હતાં.

"મેં એકજ વખત બ્હારથી" પારખ કાસલ "જોયોચ, જા-ણે જાણે જીવતુ બેહસ, મરે મને ત્યાં કોઇ જુઠાઇએ રાખે તોબી હું તો ત્હાંથી ખીસવાની વાત નહી કરૂં"

"જ્યાં તમુને કોઇ ચાહે નહી ત્યાં તમે સુખી થઈ શકોજ કેમ કરીને ?"

ખોરશેદનો એ મુખ્ય સવાલ હતો. પણ મગરૂરી કે મોહટા-ઇના ખ્યાલ વગર ઉછરેલી ગરીબ બીચારી માણેકને તે સમજવું મુશ્કેલ હતું.

"તારે તમે લીમજીશેઠના રાજમાં સુખી હતાં, અને પેલા હો-

મજીશેઠ જેવણ એ ઘોરાની રબરનાં પૈડાંની ગારી ફટકાવતા બેસેછ, પેલા ગોરા ગોરા અંગ્રેજ જેવા ને મોટી મૂછના તેવન શું ભલા નથી ?" માણેકે સવાલો જારી રાખ્યા.

ખોરશેદે લાલ થઈ આવેલા ચેહરાએ એક હાય મારતાં કહ્યું, "મહેરબાની કરીને મને તેવનને લગતું કંઈ પૂછો ના."

"ચાલ માકી સતાવના," તેણીની માએ અંદર આવતાં કહ્યું, "લે ચાલોચ કે પાલનજી ભોણું તાહરૂં પરેછ."

તેઓ જમવા બેઠાં. તીખી તીખી તીતોરી, તાજી તરેલી માછલી, પાણીનાં અચાર અને ચોખાની રોટલી, ખોરશેદ ભૂખી હતી એટલે તેણીએ શુકાના કીધા.

પેલાં માતબરોને ત્યાંના તોર અને તકોબરી ભર્યા મીષ્ટાણો કરતાં આ ખરાં જીગરથી ચાહીને આપેલું સાદું ખાણું તેણીને વધારે લહેઝતદાર લાગ્યું.

માણેકનાજ ઓરડામાં તેણીને માટે એક ન્હાની પાટીની ઘોલકી તૈયાર કરવામાં આવી હતી, તે ઉપર તેણીએ આરામ લાધો, અને ઠાકેલી હોવાથી તે નિર્દોષ નાર તુરત ઉંઘાઈ ગઇ.

"જો માય તુંને ભરતાં સીવતાં આવરતું હોય તો વહાડયાના રતનમાયને ત્યાંથી ઘણું કામ આવેછ, ને એક એક કોરના સાત સાત રૂપ્યા ભરામણ આપેછ"

ખોરશેદ અલબત ચાલાક હોવાથી ડોસીબાઇ દરજનના હાથ હેઠળ બધી વાતે સંપૂર્ણ થઇ હતી, તેણીએ તુરતજ તે કામ કબુલ કીધું.

"પછી મારા પાલનજી તમારી ચોપડી વરેતો વાત કરશે." અને એ પ્રમાણે ખોરસેદ હાલ લરતતો તેવનને ત્યાંજ ઠરીઠામ થઇ.

"ચાલ આવ માકી, ત્યાં શું કરેછ ?" પાલનજીએ પોતાની

દીકરીને બોલાવી. "વરી પાસેની ખરકીમા જઇને ટાહેલે ઉભી ? તે જરા ખોરશેદબાઈની સોરે બેસી સારી શીખામણ લે."

માણેક ઓસકાતી આવી તે જવાન સુંદરીની પાસે બેઠી જ્યાં પોતાની એક માનીતી ચોપડી વાંચતી હતી.

"તમે શું વાંચોછોજી ? ઓ એતો ઇંગ્રેજી ચોપરી દેખું તમે કંઇ ગુજરાતી ચોપડીઓ ચોપાન્યાં વાંચોછો કે ?" માણેકે પૂછ્યું.

"હા, હું હમેશાં સારી ચોપડીઓ વાંચુંછું મેં છેલ્લાં "બંદગીની અસર" નામની ચોપડી વાંચીછે તે ઘણીજ વિદ્વતાભરી છે, એવી પવીત્ર ચોપડીઓ વાંચવાની હું તમુને ભલામણ કરૂંછું."

"મેં તો તે હમણાંજ મોદીના સુનામાયને ત્યાંથી લાવીને વાંચવી શ્હરૂ કીધીછે ખરેખર હાથમાંથી મુકવા નથી ગમતી."

"હરવાઇ જાયરે તું, તેથીજ દુકાનમાં ગ્રાહક આવીને કલ્લા પારેછે તોબી તું જરા થઇને બાયા રોકાએલા હોયછે તોબી જતી નથી." તેનાં માએ ફફર્યાં. "મુવું વાંચવા લખવાનું તે કંઇ દીકરીની જાતને શોભે ?"

"જા, જા, ઘેલી" પાલનજી ચીરડાયા. "ખરકીમાં બેસીને તારી મારી નીંદા કરે તેનાં કરતાં તો મારી છોકરી પાધરૂં લખવા વાંચવા બેઠી હોય તો સારૂં."

ખોરશેદને તેઓ ઘણું માન આપતાં. પારખ કાસ્ટલમાં ઉછરેલી એક ભણેલી બાંનુને પોતાને ત્યાં રાખવા માટે માણેકતો જાણે ઓ-હઇ પંહરઇ જતી હતી અને આ તરફ પેલાં ભોળાં વર બૈયર પણ થોડાં થોડાં થઇ જતાં હતાં એટલે હાલ તુરતતો ખોરશેદે ત્યાંજ પોતાને ઠરીઠામ અને સલામત ધારી.

---

# પ્રકરણ એકવીસમું.

હોમજીશેઠે તારથી પેશોતનશાહ ઉપર ખોરશેદનો પત્તો પુછાવ્યો જેના જવાબમાં ખબર મલી કે તેવન બપોરની ટ્રેનમાં પુણાથી ઉપડશે.

હોમજીનો ઉદાસ ચેહરો જોઈ ફ્રેની બહુજ મનસે કચવાતી.

"હું નહી ધારતીતી કે નાજાંમાયની કમપેનીયન "પારખ કાસ્ટલ" માં કંઇ ખાસ અગત્યતા ધરાવતી હતી." ફ્રેની બોલી.

"તેવન મારાં માયજીને ઘણાંજ કામનાં છે." હોમજીએ નીચી મુંડીએ જવાબ વાળ્યો. "તેવન જેવા મીઠા હલકે કોઇ વાંચી શકતું નથી, અને તમે જાણોછ કે વાંચણુ એજ મારાં માતાનાં દુખની દવા છે."

"મરે કોતકજતો," ફ્રેનીએ ટીચકું કીધું.

"અરે તેણીને "મીલટન" કે "શૅકસ્પીયર" વાંચતી સાંભલવી એ વાજીંત્ર જેવું દીલખુશ હતું. એક દહાડો હું કામસર મારાં મમાના ઓરડામાં જતો હતો અને ત્યારે તેણીનો મોહક હલક સાંભલી હું ઉંબર બ્હાર ડંગ થઇ ઉભો." હોમજીએ સ્વપ્ના જોતી હાલતે બેધ્યાન બબડવા માંડયું.

"ત્યારે તમે કોઇ જોશી માહારાજને કાંય નહી તેવનના પત્તા માટે પુછી જોતા ?" પીલાંમાય પોપટ બોલ્યાં, "એવાંઓ તો જરૂરજ ગુમ થએલાંઓનો પત્તો આપે."

"પણ હું તેવાં હંબગો માનતો નથી."

"સાંભલો, હોમજીશેઠ, જો આ જવાન બાનુની તમુને અને તમારાં માતાજીને ઘણીજ અગત્ય હોય તો એક "કલેરવૉયન્ટ" ને

પુછી જોવો. હું એક જવાન ઈંગ્રેજ બાનુને ઓલખુંછ જેણી છુપું જોઇ તેમજ જાણી શકેછ. છે મરજી, તેવો રસ્તો લેવાની?" હીરાજી બારીસ્ટર ગંભીર થઇ બોલ્યા.

હોમજી વીચારમાં પડયો.

આ તરફ નાજાંમાયબી દુખથી કાંસ્તાં પડયાં હતાં, પણ પોતાના બેટાની બેજારી અને બેકરારી તેવનથી ખમાતી નહી. હોમજી અંતે મન મક્કમ કરી નોકરોનાં કોઠરાં તરફ ગયો. તેને નજીને બોલાવી મંગાવી ખોરશેદની આગલી દાસી નજી રડતી સુજેલી આંખ અને લાલ ચણોઠો નાખે ત્યાં આવી ઉભી રહી.

"તું રડેછ કાંય, નજી?" શેઠે મમતાથી પુછયું."

"ઓ શેઠજી, બસ મારી હેબતજ નહી ભાંગતી જો ખોરશેબાનુએ કુવો તલાવ."

"કુવો તલાવ!" ખોખરા અવાજે હોમજી પુકારી ઉઠયો એ એટલે એમ બોલવાની કાંઇ મતલબ?" આ આફતના ખ્યાલથી તેનું ઠપકતું જીગર ગોયા બંધાઇ ગયું; અને છતી ઠંડીએ તેનાં કપાલ ઉપર પરસેવાના ટીપાં ચલકી રહ્યાં. તેની અને નાજાંમાયની તુંડાઇભરી સખ્તાઇએ તે સકુમાર અબળાને કુવો તલાવ કરવાને સુજ પડયું હોયતો! એવા ખ્યાલમાં તેની આંખે અંધારાં આવી ગયાં. આનીગમ નજીનાં ડચકાં ચાલુજ હતાં.

"નજી, મને કંઈ ખોરશેદબાનુને લગતી ચીજ જોઇયેછ તેવન કંઇ હમેશ પેહડતાં વાપડતાં હોય તેવી."

નજીએ ફાટેલે ડોળે સેઠ ભણી જોયાજ કીધું.

હોમજીએ એક "ક્લૅરવૉયન્ટ" ને ત્યાં જવાનો મનસે પક્કો

કસદ કીધો હતો તે જાણતો કે એક ખોહવાયલાં આદમીને લગતી કંઇ ચીજ તે છુપ્યાં જોનારનાં હાથમાં મેલી હોય તો તે તુરતજ તેની હાજરી કહી આપે અને તે માટેજ તે ખોરશેદને લગતી કંઇ ચીજની શોધમાં હતો.

નજી ખોરશેદની વપડાયલી એક કાલી સારીનો ન્હાનો ટુકડો શેઠના હુકમ પ્રમાણે લઇ આવી. તે લઇ હોમજી, હીરાજી બારીસ્ટર કને ગયો.

"તમે જે છુપ્યું જોનારી અદભૂત બાઇ માટે બોલતા હતા તેને મલવાનો મારો વીચાર છે," હોમજી સેહજ બેદરકારીથી હસવાના ઢોંગ કરી બોલ્યો. "મને જરા તેનું ઠેકાણું કેહશો?"

"હા દોસ્ત, પરેલની કોનવેંટની સાંમે મીસીસ મુલસીબરનાં નામનું પાટીયું બ્હારજ મારેલું છે હું પોતે ત્યાં કોઇ દીવસ ગયો નથી, પણ મીસીસ મુલસીબરની એક છોકરી આ છુપી શક્તી ધરાવેછ તેની મેં ઘણી તારીફ સાંભલીછ."

"થેંકયુ" હોમજી બોલ્યો.

---

# પ્રકરણ બાવીસમું.

બપોરનાં પેશોતનશાહ પુણાથી આવી પુગ્યા. તેવન ફીક્કા ઠાકેલા નખાઇ ગએલા દીસ્તા હતા. હોમજીનો તાર મલતાંજ તેવન આવતી કાઉનસીલની રાવબ્હાદુર ગણપતરાવ સાથની વૉટની હરીફાઇ આઇતી ઘડીએ છોડી પુણાથી તત્કાળ નીકળી પડયા.

"તેવન મેલ્યાં કે?" કાસ્ટલનાં દીવાનખાનામાં ધસી આવતાંજ પેશોતનશાહે પુછયું.

"નહી." હોમજીએ જવાબ આપ્યો. "મારી સાથે લાયબ્રેરીમાં આવો; હું તમારી આગળ ખુલાશો કરીશ."

"ઓ ખોદાને ખાતર કહો જલદી કે તેણી આ મકાંન કાંય મુકી ગઇ." લાયબ્રેરીમાં જતાંજ એક બેઠક ઉપર તુટી પડતાં તે કદાવર તનનાં સખ્સે ગમીથી પુછ્યું. "એનું કારણ શું?"

"એનું કારણ એ કે હું ધાટકી હેવાનછું." હોમજી પોતાનું માથું ઝુગાવી નાખતાં બોલ્યો. "હા, તેણીએ મને એક તેવો આબાદ ચીતારો આપ્યોછ, હું બહારથી એક દોલતમંદ શેઠીયોછું અને બાતેનમાં હીચકારો, તુંડ મગરૂર હેવાનછું. ઑનરેબલ પેશોતનશાહ આ પળે હું તમારા સનમુખ ખોદાતાલાના પવીત્ર નામથી કહુંછ કે તે જવાન બાનુને હું મારાં તનોમ્નનથી ચાહતો હતો, પણ તે મારા જુસ્સાને હું મારી મગરૂરી તળ્યે દાબી રાખતો. હું ખામખા સખ્ત દંડો અને કરડો થતો, પણ તેણીની નજરનો એકજ પલકારો મારા જીગરને તપાવી પાણી પાણી કરી નાખતો. તેણીની ખાસેસ ખુબશુ-રતી મનસે વખાણવા માટે હું મારાજ સાથ છેડાતો, જેમ જેમ હું તેણી તરફ દીલસે ખેંચાતો ગયો તેમ તેમ હું તેણીથી મારી મો-ટાઇની અભીમાની ખાતર દુર થવાનું કરતો. મારાં મોહટાઇની મ-ગરૂરીમાં મસ્ત થએલાં મસ્તકમાં તેણીનો મીઠો ખ્યાલ થતો તેને ખંખેરી નાખવા જેટલો હું બેઅક્કલી ઢોર બનતો. અને આ આવી મારી હાલતમાં મેં તમો બન્નેને બાગમાં વાત કરતાં જોયાં, ખોરશેદે તમારો હાથ લઇ આંખમાં દાબ્યો, અને હું તેથી ઘેલો દીવાનો બની ગયો, અને—અને—ઓ પરવરદીગાર મેં તે નીરદોષ નાર ઉપર તોહમત મુક્યું કે તેણીએ તમારાં માટે છટકું માંડયું હતું."

"આવું તોહમત! આવી બેઅદબી!" સિંહ જેવી બરાડ સહીત ઑનરેબલ પેસોતનશાહ ઉઠીને ઉભા થયા. તેવનનું જોદ્ધા જેવું બદન, ખફ્ગીથી થરથર કંપતું હતું. "હોમજી પારેખ, તું આટલે સુધીનો હીચકારો ઠડયો? અરે સાંભલ ઓ બેસમજ જવાન, મેં પોતે તેણીના હાથની તે વખતે માગણી કીધી હતી અને તેણીએ મને ના પાડી. આંખે હાથ દાબીને તેણીએ મારો પીતા તુલ્ય પ્યાર માંગ્યો હતો, અને મારા સત યકીનથી કહુંછ કે તેજ વખતથી મે તે સુંદરીને મારી દીકરી દાખલ લેખવા મનસે પકકો કસદ કીધો."

"તમારી માંગણી ખોરશેદે ના પાડી! મારાં માની કમપેનીયને ઑનરેબલ પેશોતનશાહ બહાદુરજી સી. એસ. આઇ. ની બાનુ થવા ના પાડયું!" હોમજી સ્થંભ થઇ ગયો.

"હા કારણ તેણી ખાલેસ નીરદોષ હૈયાંની છે." પેશોતનશાહ બોલ્યા "તેણી પૈસા કે મોહટાઇની પરવાહ કરનાર નથી."

હોમજી ગાફેલ જેવો ખુરસીમાં બેસી રહયો તેનાં જવાન જીગરમાં આંસુઓના ઉછાલા થતા હતા. પેશોતનશાહ પોતાના સદાના ફરેસ્તાઇ ઉમરાવી જીગરે બાપના પ્યારથી તે જવાન શેઠીયાનો ગમગીન ચેહરો ટીકતા બેઠા.

"હોમજી, ખોરશેદે મને ના કહ્યું તેનું કારણ જાણેછ?" તેવને અંતે પુછયું.

"નહીં." તે જેમ તેમ બોલ્યો.

"કારણ તેણીનાં વીચારમાં હું નહી પણ તું હતો." પેશોતનશાહે સાંતી રાખતાં કહ્યું. તેણીને મેં બારીકીથી બધી રીતે તપાસીજ. તારાં નામની યાદ થતાં તેણીના ચેહરા ઉપરના ફેરફારો મેં

બારીકીથી જોયાછ, અને તે મેં પેહલાં કેમ જાણ્યું તે તું ધારી સ્કશે ? ખોરશેદે એક ઘણીજ ઉમદા કેતાબ લખીછ. બહુજ બોધદાયક રસીલી, તે વાર્તાના નાયકનો ચેહરો હુબહુ તુંને મલતો આવેછ, મેં તે વાંચીહ અને જગેજગ તારાં બ્યાન સાથનાં ખોરશેદનાં ઓરીજીનલ વીચારોના ઇસારાએ મેં એ શોધ કીધીછ. જા, મારા બેટા, તુંને હું ક્તેહ ઇચ્છુંછ. તારાં ધન ભાગ્ય કે તું એક આવી ગુણસુંદરીને મેળવે, બાકી રૂપસુંદરી દાખલ ફ્રેનીબાઇને તો સો સો સલામ. ખોરશેદબાનુની ઉમેદવારીમાં હું હાર્યો તે હું હમણાંજ તારાં પહેરોણીઓને કહી સંભલાવશ, અને ત્યારથીજ તેઓ તે કેળવાયલી બાનુને બરાબર ઓલખતાં શીખશે.”

આ ગ્રહસ્થનું આવું હાતમ દીલ જોઇ હોમજીએ ધસી જઇ તેવનનો હાથ લઇ આંખે ચાંપ્યો. તે ઉધરતા જવાનનાં ગુલાબી તંદરૂસ્ત રોખશારા ઉપર હર્ષ અને ઉપકારના ઉભરાથી તરતર આંજુ ગબડી પડ્યાં, અને તેને તુરત મીસીસ મુલસીબારની વાત તેઓને કહી સંભલાવી. ઠડેલ પેશોતનશાહે ધ્યાન દઇ આ નવો ઠરાવ સાંભલી લઇ તેમાં પોતે સામેલ થવાને કબુલ્યું.

“અને હવે મારા જવાન દોસ્ત, હું જરા તાજો થઇ મારા વીકાજીને મલવા જવશ: તેટલાં સાહેબજી.”

પેશોતનશાહ શાંત ગંભીર ચેહરે વીચારમાંજ વીકાજીને ત્યાં જવા નીકલ્યા, તેવને તે બુઝર્ગ ગ્રહસ્થને હાથમાં એક ખુલ્લું કાગજ પકડી વીચારોમાં ઝુકતા બેઠેલા જોયા.

તે કાગજ ખોરશેદ તરફનું હતું, સરનામું અંદર 'ક્શું' નાહતું પણ બ્હાર પોસ્ટમાર્ક ઘોલ્વીતલાવનો હતો.

તે રાજદવારી નરને એકવાર પાછા પોતાને મકાને જોઇ વીકાજી હર્ષથી ઘેલા થઇ ગયા, બંન્ને વિદ્વાનોએ એકમેકને ચાંપીને કોટી કાધી.

"વાંચો, ભાઈ આ કાગજ વાંચો, એમાંથી તમુને ખટલાંની કંઇ ખબર મલશે. પણ એ કાગજ માત્ર આપણી બેની આંખ માટેજ છે. અંદર સાફ લખ્યુંછ કે હોમજી શેઠના એક બાલનેબી ખબર પડવા દેતી નહીં જો કે તેવન અહીં દહાડામાં દશવાર ખોરશેદની ખબર મેળવવા આવેછ."

પેશોતનશાહે તે કાગજ વાંચ્યું જે મોતી જેવા સાફ ખુલ્લા હરૂંએ નીચે પ્રમાણે લખાયલું હતું.

"મારે ખાતર દલગીર થતાના, મારા મેહરબાન વહાલા મીત્ર અને ભલા ફિરતાદ ! મારાં સુખને ખાતર જે મને વાજબી લાગ્યુંછ તે મેં કાધુંછ. મારા પાલનદારનાં મરણ પછી કાસ્ટલની જીંદગી મને ઘણી કડવી લાગીછ, તેમાં ગઇ કાલે જે બનાવ બન્યોછ તેથી તો ત્યાં મારેથી વધારે વખત રેહવાય એ બનવા જોગજ નથી.

"ખુદરત મારી યારીએ આવીછ, અને મને મારા પીતાજીના થોડાંક દોસ્તો મલી ગયાંછ જેઓની સાથે હું હાલ રહુંછ, મારી ફીકર રાખશોના કારણ કલમ અને સોયથી હું મારૂં ગુજરાણ ચલાવી લઇશ. ગુજરાણનું પાકકું સાંધણ હાથે લાગ્યા પછીથી હું તુરતજ તમારી પાસ આવીશ, અને તમારી સાથે વસી આપણે એકવાર પાછાં સુખી થઇશું, મારા બચપણના બધા મીઠા દેખાવો મારી નજર સામે દેખાયછ; તે ઓહળો દર્યાવ, તે સુંદર બાગ બગીચા તે મીઠી પવનની લેહરકી આ બધું મારી ઉંઘમાં મારા સ્વપનાઓમાં મને

ચાલુ દેખાયછ.

ઑનરેબલ પેશોતનશાહને મેહરબાની કરીને કેહજો કે હું તેવનની આયા મેહરબાની માટે ઘણીજ આભારીછું: અને મારાં પહેલાં પુસ્તકનું છેવટ તેવનનાજ હાથમાં સોંપુછ.

"ખોદા તમુને સલામત રાખે મારા બુઝર્ગ રફીક, કદી આ જીંદગીમાં ફેરવી શકું નહી એટલા તમારા આભારમાં હું ડટાયલી છું.

"હું સુખીછું એવી ખાત્રી રાખજો, સાહેબજી.

લી. તમારી સદાની આભારી.

ખોરશેદ.

તા. ક.—" કાસ્ટલમાં કોઇને પણ જણાવશો ના જે તમે મારી તરફથી સાંભલ્યુંછ, સીવાય પેશોતનશાહ."

"ખોદાના હઝારો ઉપકાર કે તેણી કોઇ આબરૂદાર હાથોમાં જઇ પડીછ." કાગજ વાંચી તેવન બોલ્યા. "ગરીબ નિરદોષ બાળક આવી દગલબાજ દુન્યામાં એકલું પડવાનું કેવું જોખમભર્યું છે તેનો એણીને ખ્યાલબી હતો?"

બપોરનાં કામનું બ્હાણું બતાવી ભાડેની ગાડી કરી પેશોતનશાહ કાસ્ટલમાંથી એકલા બ્હાર નીકલી પડયા, અને ધોબીતલાવ તરફ હંકરાવ્યું.

ફરામજી કાવસજી ઇન્સ્ટીટયુટ આગલ તેવન ઉતરી પડયા અને પછી પગે ચાલી મોહલાઓ પછી મોહલાઓ વટાવવા માંડયા, પણ ધોબીતલાવની વસ્તી અને ગીચ્ચ મોહલા એવા કે ચોક્કસ ઠેકાણાં વગર કોઇનોબી પતો મેળવવો એ કેવળ મુશ્કેલ હતું. તેવને લાંબો વખત સુધી ખોરશેદની શોધ ચાલુ રાખી પણ નસીબ તેવણની સામે

હતું. તેજ ચોક્કસ મોહલો અને તેજ દુકાનવાળું મકાન તેવનની નજરેથી છટકી ગયું અને પોતાની શોધનું ફળ મેળવ્યા વગર, તેવન ખાલી હાથે અને ગમગીન જીગરે ઘર પાછા ફર્યા. પોલીસના હાથમાં આ કામ સોંપવાનું તેવનનું દીલ થતું નહી.

"પારખ કાસ્ટલ"માં આવી ચહડતાં તેવને હોમજીને આતુર ચેહરે સીહડી ઉપર ઉભેલો જોયો.

"ઓ ચાલશોકેજી ?"

"હા ચાલો." તેઓ બંન્નેએ ગાડીમાં બેસી પરેલ તરફ હંકરાવ્યું; પેશોતનશાહે આ બે કલાક કયાં ગુમાવ્યા હતા, તે બાબે હોમજીને કશું કહ્યું નહી.

# પ્રકરણ તેવીસમું.

મીસીસ મુલસીગરને મકાને હોમજીની ફાયટન જઇ ઉભી. બહારથીજ પુછાવતાં ખબર મલી કે બંન્ને મા દીકરી અંદર હતાં, અને તેઓની મુલાકાતનો પણ તેજ વખત હતો.

તે બંન્ને ગ્રહસ્થો ઉતરી અંદરના ઓરડામાં જઇ બેઠા, જયાં તેઓને પાંચ મીનીટ થોભવું પડયું. ઇંતેજાર હોમજીને તે વખત પચાસ કલાક જેવો ભારી લાગ્યો. અંતે દરવાજો ખુલ્યો અને અંદર બે બાનુઓ દાખલ થઇ. પેહલી ઓરત અઢાર ઉમરની સાદા કાલા પેહરવાસની ન્હાનાં કદની અને ઠાવકા દેખાવની હતી; જયારે બીજી એક પાતલી નાજુક અતી ઘણા ફીક્કા ચેહરાની ખુબસુરત અને ઘોવાયલી ગાફેલ આંખોની જવાન છોકરી હતી. તેણીની આંખો આ અને

પેલી બંન્ને દુન્યા તરફ જોતી હોય તેવી હવાઇ હતી. જો મ્હાઆ-ત્માઓ અને હવાઇ આકારો આ છોડી સાથ સંદેશો ચલાવતા હોય તો કશો શક નહી કારણ તેણી આ દુન્યાને બરની હતીજ નહી.

હોમજીએ પોતે પોતાની ઓલખ આપી, અને પછી પેશોત-નશાહને ઓલખાવ્યા. આવા નામાંકિત માતબરોને પોતાને ત્યાં જોઇ મીસીસ મુલસીબર છલકાઇ ગએલાં લાગતાં, પણ પેલી કલૅરવૉયન્ટ છોડીના રૂપાલા ચેહરા ઉપર આથી કરીગી અસર જણાઈ નહી.

"આવો સાહેબો, શું તમે મારી ગ્રીસેલડાનો પાવર જાણવા આવ્યાછ?" મીસીસ મુલસીબર બોલ્યાં.

"હા, શું એ જવાન બાનુનું નામ ગ્રીસેલડા છે?"

"હા, એને સ્પીરીટો (હવાઇ આકારો) એ એ નામ આપ્યુંછ."

"તમે શું લાંબો વખત થયાં મ્હાઆત્માઓ સાથ સંદેશા ચલાવોછ?" હોમજીએ પુછયું.

આ સવાલથી પેલી જવાન છોડીનું તનબદન ધ્રુજવા લાગ્યું.

"સાહેબો તમારાં કામને લગતાજ સવાલો પુછો. બોલો તમુને શું પુછવું છે?" પેલી મોટી સ્ત્રી વચ્ચે પડી.

"એક બાઇ જેવન મને ઘણાંજ પ્રીય છે, તેવનનો પત્તો હું મેળવવા માંગુંછ," આપણા જવાને કહ્યું.

"ઠીક. એ જાતના સવાલોનો જવાબ તમુને મલશે. આવો આ ટેબલ ચોપાસ બેસો, મી. પારેખ, તમે મારી ગ્રીસેલડાને જમણે હાથે બેસો." ત્યાર બાદ તેણીએ બે સ્લેટ લાવી ભીંજવેલે સ્પંજે તે તેઓની સાંમે નુછી સાફ કીધી અને એક મેદા પેનનો દાબડો કહાડયો.

"શું હવાઇ આકારો આ પેનથી સ્લેટ ઉપર લખશે?"

"હા."

"ત્યારે હું ગેકુ પેન ઉપર માર્ક કરૂં તેજ પેને લખાશે?"

"હા, તમારી ખાત્રી કરવી હોય તો તેમ કરો."

પેશોતનશાહે એક પેન લઇ તે ઉપર P અક્ષર પોતાની ચાકુથી કોતર્યો. ગ્રીસેલડાએ ચાર ખુરસી ટેબલની ગોળાકારે ગોઠવી, અને પેલી બન્ને સ્લેટો એકમેક ઉપર મુકી તેની ફ્રેમની વચ્ચે પેલી માર્કવાલી પેન ખોસી. ત્યારબાદ તેઓ ચારે જણ ગોળ ફરતાં બેઠાં. ગ્રીસેલડાએ પોતાનો ડાબવો હાથ હોમજીને પકડવા આપ્યો, જ્યારે જમણો હાથ સ્લેટની તળે મુકી પોતાનો શીકો દુબલો અંગુઠો સ્લેટ ઉપર કહાડયો. ચારે જણુ એકમેકના હાથ ધરી બેઠાં હતાં. ગ્રીસેલડાએ હવે હોમજીને કંઇ સવાલ કરવા કહ્યું. તે જવાને બેશક પોતાનાં દીલમાં રમી રહેલી વાત પુછી.

થોડા વખતે પેલી કલૅરવોયન્ટ બાનુએ હોમજી અને પેશોતનશાહની જગ્યા હેરફેર કરાવી, જે પ્રમાણે હવે ગ્રીસેલડાનો હાથ ધરી પેશોતનશાહ બેઠા.

"એનું કારણ શું?" હોમજીએ પુછયું.

જવાબમાં પેલી સ્લેટ ઉપર કંઇ મોટા હર્ફે લખાતું હોય તેમ જણાયું અને નીચલા હર્ફો સ્લેટના કાલા પથર ઉપર પ્રદીપ્ત થયા.

"બળવંત ભેજા આ તેમજ પેલી બન્ને જેહાંનમાં પુંજાયછે."

ગ્રીસેલડાના હાથો એવી રીતની રોકાનમાં હતા કે તેણીથી લખાઇ શકાયજ નહીં. તે મા દીકરીના કેહવા મુજબ આ તો હવાઈ જવાબ હતો. અલબત પેશોતનશાહને તે ઘણા માન આપનારા

શબ્દો હતા.

"હવે સ્લેટના એજ ભાગ ઉપર તમારો સવાલ લખો." ગ્રોસેલડાએ હોમજીને કહ્યું.

ત્યારબાદ તેણીનાં ફરમાનથી તેઓ બધાં ઉઠીને ઉભાં થયાં. એકાએક સ્લેટ ઉપર ત્રણ ઠોકા પડયા આતું બતાવવા કે જવાબ મલી ચુકયો હતો. હોમજીએ બલતી ઈંતેજારીની ઉતાવલમાં સ્લેટ ફેરવી નાખી, તે હવાઇ સંદેશો એક ખુણામાં લખાયલો હતો અને તે નીચલા શબ્દો ધરાવતો હતો.

"દર્યાવમાં તેણી માટે શોધ કરો."

તમ્મર ખાઇ હોમજી પોતાની બેઠક ઉપર ફસરઇ પડયો. નજીની કુવો તલાવ કરવાની ફીકર શું અંતે ત્યારે ખરી હશે? આ ગમે એવી ખોટી બનાવટી ઠગાઇ હોય પણ હોમજીનો જીવ માન્યો નહીં. એક ભયંકર કાલો પરદો તેની આંખ ઉપર આવી પડયો.

પેશોતનશાહ તરફ ધ્રુજતે હાથે તેને તે સ્લેટ ફેરવી, અને તે જોતાંજ તે બ્હાદુર નરના ગાલ દેહસ્તથી બે પલ ફીકા ગારી ગયા.

"તમુને કંઇ બીજા સવાલો પુછવાછ?" ગ્રીસેલડાએ ઠાકથી હાંફતાં પુછ્યું.

"નહીં એ શેતાનનો સંદેષો મારે વધારે ચલાવવો નથી." અને તે જવાન ઘેલો દીવાનો જેવો તે કંગાલ મકાનમાંથી બ્હારની ઠંડી હવામાં નીકલી ગયો.

મીસીસ મુત્સદ્દીઅર નાસીપાસ થએલાં લાગતાં. પણ પેલી હવાઇ છોકરીની જાણે બળા! તેણી તો ખુરશીના હાથા ઉપર પોતાનું માથું નાખી દઇ લાંબા દમ ખેંચતી હતી. પેશોતનશાહ ચુપકીદીમાં

ફી આપી બ્હાર આવ્યા.

"બેટા, તારે બીન ફાકટની ફકર કરવી સજાવાર નથી." તેવને હોમજીનાં ખભાં ઉપર હાથ મેલી કહ્યું. "આ ફકટ પૈસા કમાવાના ઢોંગ જણાય છે. લે તને ખરૂં કહી દઉં. આજે વીકાજીને આપણી ખટલાં તરફથી કાગજબી મલ્યું હતું, અને તે ઉપર ધોબીતલાવના પોસ્ટનો છાપ હતો."

આહ! શું પેશોતનશાહ આ જગમાં માણસાઇ અવતારમાં ફરેસતા હતા! હોમજીને તો તેમજ લાગ્યુંછ. આ છેલી વધાઈથી તો તે ઉમરાવ દીલ મહરથનાં પગલાંબી પુંજવાને તે તૈયાર થયો.

"ઓ ખોદા તમુને સુખી રાખે સાહેબ, હું તો કંઇબી બોલી સ્કતો નથી, પણ આટલું તો ખરૂં કે ઇંગ્રેજો આપણાં કરતાં ઘણા ડાહ્યા, તેઓ આવી ધુતારી ડાકેણોને જીવતી બાળી નાખવામાં દુન્યાનું ડાપણ વાપડે છે."

---

"દર્યાવમાં, તેણી માટે શોધ કરો."

શેતાનનાં ઠોકા મીસાલ ઉપલા સ્બ્દો હોમજીનાં કાનમાં વાગ્યા કરતા હતા. તેને મનસે તેના બધાં પહરેણાંઓ ઘેરેબારે કહરાંયાં હતાં! ફ્રેનીનાં મ્યુઝીકે, દીનાર શેહરાનાં ગાયણે તેને આ તેની ભયભીત ઝુંફ્રણમાંથી જરાબી જાગ્રુત કીધો નહી. સર્વેને ગમે તે ફોડી લેવાનું સોંપી તે પોતાની માના ઓરડામાં ગયો, નાજામાય હોમજીનો સોહરઇ સુકાઇ ગએલો ,અવતાર જોઇ સજડ ચોંકયાં.

"કેમ ભલીકે?" તેવને પેહલાં પુછ્યું.

"નહી, પેશોતનશાહે અને મેં આખો દીવસ ધોબીતલાવ ઉ-

પર શોધ કીધી સાથે પોલીસ પણ હતી પણ ફોકટ."

"ત્યારે અંતે તે ચાલી ગઇ." નાજાંમાય દુખથી બોલ્યાં. "કેવી નગુણી."

"અરે માયજી, આપણી તરફ ગુણ બતાવવાને આપણે એને શું કારણો આપ્યા હતાં? આપણે શું માયા એને બતાવી હતી?"

"આવી ચહડતી કીસમની કેળવણી લેવાને આપણે તેને ટક આપી, આપણે તેને આ મેહલ જેવું મકાન રેહવા આપ્યું; આવી મારી મેહરબાની નહતે તો એ ભુખે મરતે."

"નહી તે એક ઝહવેર હતું, અને આપણે તેને અંધારામાં ડાટી રાખ્યું હતું." અને હોમજીએ, હવે પછીથી બહાર પડનારો ખટલાંની ચોપડીની વાત જે તેને પેશોતનશાહે કહી હતી તે પોતાની માતાને કહી સંભલાવી.

નાજાંમાય ડંગ થઇ ગયાં. "પણ દીકરા મારા તું શું જોઇ શકતો નથી કે આવી કેળવણી લેવા તેણીને આપણી મેહરબાનીથીજ ટક મલી, અને હવે જ્યારે તેણીના મીઠા હલકથી હું મારૂં દરદ લગભગ ભુલી જતી હતી ત્યારે તે મને છોડી ગઇ." તેવને બળાપો કીધો.

"હા માયજી, ત્યારે તમુને તેણીની ગેરહાજરીની ખોટ માલમ પડેછ ખરી, તમુને ખોરશેદ ગમેછ ખરી?"

નાજાંમાયે ટીકી ટીકીને પોતાના દીકરાનો ચેહરો જોયો. "એટલે હોમજી?"

"હા માયજી, તમે જાણોછ કે એ છોકરીએ તમારાં દીલમાં જગ્યા કીધીછ, મારીજ માફક તમે જાણોછ કે એના વગર તમુને

એક ઘડી ચાલનાર નથી, અને તોબી મારીજ માફક તમે મગરૂરી-ને ઉશ્કેરી રાખોછ, તેમ કબુલવાને તમે મનસેબી માનવાને ના પાડોછ, બલ્કે તેવી તજવીજ કરોછ, ઓ બોલો મમા કે તમે ખોરશેદને દીલથી ચાહતાં શીખ્યાંછ."

હોમજી પોતાનાં માના પગ પાસેનાં સ્ટુલ ઉપર બેસી ગયો. નાજાંગાયે પોતાના બેટાની બારીક નજરેથી પોતાની આંખો છુપાવા ઉપર હાથ ઢાંકી દીધા. તે મગરૂર ઓરતના દીલમાં મોહટાઇ અને માયા માટે સખ્ત ઝપાઝપી થતી હતી.

"બોલો માયજી કે તમુને ખોરશેદ વહાલી છે, મારા ખાતર બોલો."

"પણ તેણી હલકાં કુલની છે." શેઠાણી નાજાંમાયે હાંફતાં હાંફતાં કહ્યું.

"નહી મમા એતો આપણી માત્ર સુગ છે. રેની જેવી પૈસાની પુતલી જેણીનાં સંગેમરમરની સુફેદીવાલાં દીલમાં એક ખરી માયાનો કત્રો નથી, કે જેણીનાં રૂપાળાં કપાલમાં સુક્કાં ભેંજાનું ભુસું માત્ર છે, તેવી એકને પરણી હું કદીબી સુખી થઇ શકશ નહી. શું નવલુ લોર્ડના જેવી એક રાઠોડ કદની, મર્દોમાં મલી ગએલી પોણી માટીડાની ખવાસવાલી તમુને વહુ દાખલ ગમશે? મેં પક્કે પાયે સાંભલ્યુંછ કે એ પોતાને શીખવવા આવનાર કોઇ ગ્રાજ્યુએટ સાથ અટવાયલી હતી, પણ પાછલથી વધારે સદ્ધર બીલ્લુ હાથ કરવા તેને રખડતો કીધો. શું આલ્લાંમાય જેવી બે કલાક સુધી પોતાનો ચેહરો રંગનારીને વક્તે કાચું દીવાલ્લું ફુંકાવનારી જેવીને મારી બૈરી થએલી જોવા તમે રાજી થસો! અરે એકજ, માત્ર એકજ બાનુને મેં સાચી

સીદ્ધી કેળવાયલીને સદગુણી જોઇછ; તેવી એકનેજ હું માન આપી પુંજસ, તેવી એકનેજ હું મારી રાણી કરશ."

હોમજીએ ધાર્યું કે આ સાંભલી તેણી સદાની માલેતુજજાર મા, વાદલ તોડી પાડસે તેને એક નાફરમાન દુકતા દાખલ હટકારી કહાડસે; પણ તે બદલ નાજાંમાયતો ચુપ અને ગંભીર થોડાવાર બેસી રહ્યાં.

"મેં એની ખોટ જોઇછ," તેવન અંતે બોલ્યાં. "ખરેખર એનાં ગેરહાજરીથી મોટી ખુટ મને ગઇછ, પોતાના મીઠા દીલજીત લલકે તે મારૂં દુખ ભુલાવતી હતી. કેવી ફરમાબરદાર, કેવી સાંત, કેવી સબુરીવાલી હા તું ખરો છે હોગજી, હું કોઇ દહાડોબી તેણી તરફ માયાલુ થઇ હતી નહી. આપણે બંન્ને સખ્ત હૈયાંનાં બનેલાં છૈયે, આવી અનેક સબુરી અને સાંતીની પુટલી, આવી વિદ્વાન અને તેજી રોશ્ણ આંખની ગુણ સુંદરી અને આપણે તેણીનાં તરફ કેવાં કઠોર બન્યાં." બાઇ સાહેબની સુદ્ધ ઠેકાણે આવતી ગઇ.

મગરૂરી ઉપર માયા અંતે ફાવી.।

"ઓ, પણ શું મારો બેટો આ "પારખ કાસ્ટલ" નો માલેક એક વગર નામની છોકરીને પરણે? શું પારખ ખાનદાન માટે એ નામોશી નથી.?"

"એનો બાપ એક ગ્રાજ્યુએટ હતો, ઑનરેબલ પેશોતનશાહના જીવેજાન મીત્ર, વળી પેશોતનશાહે આપણાં પહરોણાંઓના કાન ઉપર વાત નખાવીછ કે તેવને ખોરશેદના હાથની માંગણી કીધી જે તે જવાન બાનુએ નાકબુલ રાખીછ એ કંઇ જેવું તેવું માન નથી. અરે પણ માયજી હું જાણુતો નથી કે ખોરશેદ કહાં છે, હું આજે સહવારે એક કૉંન્વૅાયન્ટને ત્યાં ગયો હતો, અને તે ધુતારીના બોલો મને

ઘણાં દુખથી પલેપલ સાંભરી આવે છે."

"તે બોલો શું છે?"

"દર્યાવમાં તેણીને માટે શોધ કરો." તેને વીગતવારે પોતાનાં ગા આગળ સર્વે ખુલાશો કીધો. નાજાંમાય ઠાવકાં હતાં તેવને પોતાના દીકરાની ફીકરને હસી કહાડી.

"માયજી તમે મારી સાથે ગુસ્સે તો નથીની?" હોમજીએ પૂછયું.

"નહી દીકરા હું તારી સાથે નહી પણ નસીબ સાથે ગુસ્સેછું માણુસ ધારેછ શું ને ખોદા કરેછ શું. ખ્યેર હું ધારૂંછ કે મારી મગરૂરીને એ વાજબી ફટકો છે."

"જ્યારે મારી ધણીયાણી તમારી ખરેખરી દીકરી થઇ રેહશે, ત્યારે એવું કંઇબી તમુને લાગશે નહી. તમે હવે ઘણાં ઠાકી ગયાં હશો માયજી, હું જઇને બચુને મોકલું.?"

"બચુ?" નાજાંમાયે હાય મારી. "અત્યારે ખોરશેદ હોતે–હા બચુને મોકલ બેટા, હું બીછાંણે જવા માંગુંછ." અને તે ગા દીકરાં ભેટીને છુટાં પડયાં.



# પ્રકરણ ચોવીસમું.

"દર્યાવમાં તેણી માટે શોધ કરો."

આ શબ્દોએ હોમજી ઉપર કેવી બેચેની લાવી નાખી હતી, તે તેને પેશોતનશાહને જાણુવા દીધું હતું નહી. જોકે તેને ખોરશેદની

સંગીન કેળવણી ઉપર પુરેપુરો ઇતબાર હતો કે તેણી આપઘાત જેવું હીચકારૂં કર્મતો કદી કરેજ નહી તોય પેલી હવાઇ છોકરી ગ્રીસેલડાના અદભુત પેગામથી તેનામાં કુદરતી શાંતી રેહતી નહી.

બીજી સહવારે વેહલો ઉઠી તે નાસ્તાના ઓરડામાં ગયો. ફ્રેની ટેબલ નજદીક ઠોઠડો ચહડાવી ઉભી હતી. "હોમજી શેઠ, હું આજે કાસ્ટલ છોડી જાઉંછ મારા બાવા રીક છે, એટલે મારે જવું જોઇએ."

"હું ઘણો દલગીરછું." હોમીએ બેપરવાહીથી કહ્યું.

ફ્રેનીએ પેશોતનશાહ તરફ હવે નજર ફેંકી જોઇ, તેવનતો આઇસના ડુંગર જેવા દેખાતા હતા, નવલુ પોતાની રાઇડીંગ હેબીટમાં તૈયાર થઇ ચાબુક લઇ ઉભી હતી અને તેણીએ તો જુદાઇએ ફ્રેની તરફ જોયુંબી નહી.

બપોરે અગ્યાર વાગતે બાનુ ફ્રેનીબાઇ ખુરશેદજી ખાનબ્હાદુર હારેલે ને તુટેલે દીલે ઠંડાગાર જેવાં પોતાની બે ઘોડાની ગાડીમાં નોકર ચાકરોના રસાલા સહીત પોતાના "દુબાસ હોલ" માં પાછાં ફર્યાં; ( લીલું નાળીયેર, સુક્કો ગોળ ! )

બીજા પહરોણાંઓએ પણ ફ્રેનીનેજ પગલે ચાલવાનું ડાપણ‧ ભર્યું ધાર્યું, અને હોમજીએ માન્યું કે આ ધાઇખોરાંઓ પતે તો તેનાં મગજ ઉપરથી સભ્યતાનો એક મોટો બોજો દુર થાય.

આજે એકાએક તેને ખ્યાલ થયો કે જે મકાનમાંથી તેનાં મરહુમ બાઇએ પેલાં બચ્ચાંને બચાવ્યું હતું, તે ચાહલી જોવા જવું.

એકવાર પાછો હોમજીશેઠ ધોબીતલાવના પોહલાઓમાં ભટકતો દીસે છે, તેને પુછી પરછી પાઘડીવાલાની ચાહલી શોધી ખોલી ક- હાડતાં કંઇ વીલંબ લાગ્યો નહી. એકવાર પાછી તે નવી હાલતમાં

ઉભી થવા પામી હતી. એટલા આગલ કોલમીના કોટલાં, કાંદા પ-પેટા અને દોધી કેળાંની છાલ વગેરેનો ગંધ મારતો નજીસ કચરો પડયો હતો. દરેક બારીએથી ધુમારા નીકલતા હતા અને નીચે ખ-ડકીમાં ફુલ દ્રેસ પારસણો બીરાજી નીકલી હતી !

આપણાં હોમજી શેઠ, બીજી વખત આવા ગંધીલા વાસથી કંટાલી તેજ પલે ત્યાંથી ચાલી જતે પણ આજેતો આ નૌજુવાન ખુબસુરત શેઠીયો પોતાનો સઘલો દોર તોર અને તુમાખ તકોબરી ભુલી જઇ એકી ટગરે ઉપલી બારીઓ જોતો ઉભો હતો. " આહ લીમજી, મારા વ્હાલા બીરાદર, તેં કેવું બ્હાદુરીનું કામ કીધું અને તેં તે નીરદોષ બચ્ચાંને મારે માટે કેળવ્યું, ઉધાર્યું ? "

આદમીઓના આ જીવતા દયાવેંમાં ખોરશેદનો પત્તો મેળવવો એ તદન મુસ્કેલ હતું, તે ધીમે ધીમે આગલ ચાલતો હતો તેટલાં એક ડોસાં હાથમાં મસકલી જેટલી જમીન લઇ આગલ સુધી સોડ તાણી સપક સપક ચાલી જતાં તેની નજરે પડયાં.

" હું તમુને પુછું મોટામાંય કે તમે અહીં ધોબીતલાવ ઉપર લાંબા વખ્તના રહેલાં છેઓકે ?" હોમીએ પુછયું.

તે ડોસાંએ હોમજીનો ઉમરાવી ચેહરો અને શેઠીયાનો રોબ જોઇ ઘભરાટને માર્યા ડાહવા હાથમાંથી જમણા હાથમાં જમીનનો ફેરફાર કરવા લાગ્યાં. ધોબીતલાવના આ ગીચ મોહલાઓમાં તેવને કદીબી આવો રોબવંતો શેઠીયો આગલ જોયો હતો નહી. "હા, બાવા મરૂં."

" ત્યારેતો તમુને, આ ઘરમાં આગ લાગી હતી તે યાદ હોશે?"

" અરે હારેજી, મનેજતે નહી યાદ હોય ? અહીં ત્રીજે માલે રેહતી માણેક મકોરીને મેં મારી કેવી મજાની ખાસ્સી ડુગસની પાટી

આપીતી તેબી બરી ગઇ, ને બેહસ રે મારા મામા સસરાને તેવનબી અહીંજ બીજે મારે રેહતાથા, તે બેહસ્તી બીચારા હોંજીયા ઉતા, તે કેહતીને દીકરી કરી લીધીતી ને ગાએ મરે મારા મંચુ પરતો બધો બધો જીવ પરાન ઉતો; પોતાનું ફર ફ્રાનેટર સૌ મને આપી જવાના ઉતા પણુ કારમખો શેતાંન આરે નરીયો ને બસ સહુ બરી ગયું, કેવી મજાની ખાસ્સી ઉભા કાચની કબાટ, ને કેવું મારૂં નરૂં.—"

હોગજીએ આ "ઑટોબાયોગ્રાફી" અટકાવવાને યત્ન કીધો પણુ ડોસાં દમ લેવાને થોભેજ શાના!!

"ઘણું ખરાબ થયું માય, પણુ તમુને ફરામરોઝ લસ્કરી નામના એક પારસી યાદ છે?"

"ઓ વાય કોણુ ફણુ? જેને બીચારાએ આગમાંજ કાજગરો જાન ખોહયો તે? ઓ હારે બાવા કેહતીને તો ઘણી સારી ઓલખ છે. બેહસતી બોલવે જબરો બ્હાદર તેની ન્હાલી દીકરીનેતો મ્હાલછમીવાલા લીમજી શેઠે કરી લીધીછ. તેનાંબી શું નસીબ હોશે."

"લશ્કરીના કાંઈ ખાસ સગાં વ્હાલાં કે દોસ્તો અહીં છે કે?" હોગજી પોતાના મુખ્ય સવાલ ઉપર હવે ઉતર્યો.

"તે તો હું શું જાણુંજી. બરીયો મારો જીવ તેવો નહી કે કોઇની વાતમાં મુડું મારૂં."

"માફ કરજો મમાઇ તમુને નકામાં ખોટી કીધાં." હોમજીએ નાસીપાસ દીલે કહ્યું.

"ઓ કંઇ નહીરે મરૂં, જીભરૂ તેમાં શું છે. બજારમાંથી લાવેલો છમનોબી તદન તાજો ને તફરતો છે તે કંઇ થોડોજ બેસી જવાનો ઉતો! મારા કુમરજીને તો મ્હાવરાનો ઘણો શોખ, તેથીજ

બે અરધી વધારે આપીને નરો તાજો જોઇને લીધો. લે ચાલો મઇ હુંતો જાઉંછ. "ડોસાં જતાં જતાં મનસે બબડયાં." જહાં છે ત્હાં જીભરાયા બાટલીવારા સર ફરવા નીકલ્યાચ."

હોમજી મારકેટ છોડી ફુક્કર બજાર મુકી મરીન લાઇન્સનું સ્ટેશન વટાવી, દર્યા કીનારે આવી ચહડયો. તે કયાં જતો હતો કે શું કરતો હતો તેનો તેને જરાબી ખ્યાલ નહતો. ઉછલતા દર્યાવના ફીણફીણયા મોજાનો ધમધોર અવાજ સાંભલતો તે કાલા પથર ઉપર ગંભીર ગમગીન થઇ ઉભો હતો. ફરી પાછા એકવાર પેલાજ શબ્દો—

"દર્યાવમાં તેણી માટે શોધ કરો." તેનાં મગજમાં ધાઇ આવ્યા. એકદમ તે ચોંકયો, તેની બાજુમાંથી એક પાટલો નાજુક આકાર ઉઠીને ઉભો થયો, હોમજીનાં તનબદનમાં ખુશાલીનો ઝણઝણાટ ફરી વલ્યો; તેને પોતાની મનની મુર્તી માટે દર્યાવ આગળ શોધ કીધી અને તેણી તેની નજર સનમુખ જીવતી જાગતી તનદરૂસ્ત ઉભી હતી.

ખોરશેદ સખ્ત ચોંકી, પણ અજબ જેવી હીંમતથી સાંત થઇ તેણી સેહજ નમી ત્યાંથી ચાલી જવાને ફરી, પણ હોમજીએ તેણીને થાભાવી.

"ખોરશેદ!" તે જવાને પોતાનો હાથ લાંબો કર્યો.

"હોમજીશેઠ ?" તેણીએ સવાલ કરતી ઢપે પુછયું. પણ હાથ જોવાના અખારા કીધા.

"ખોરશેદ, તમે શું મને માફ નહી કરશો ? તે રાત પછીથી હું તમારી કેવી ઇતેજારીથી ખોળ કરૂંછ. ઓ તે દીવસથી મેં મને દુન્યામાં તમારી માશી સીવાય બીજું કંઇબી ચાહ્યું નથી. તમે શું મને માફ કરશો નહીં ? મને શેકહેન્ડ કરશો નહીં ?"

તેની કાકલુદી દીલ પીગલાવનારી મગજ ફેરવાવનારી હતી. તેણીએ ધામેથી પોતાનો હાથ આપ્યો. આજે પેહલીજવાર તેઓના હાથ એકઠા ગલ્યા હતા. હોમજીનો હાથ મજબુતીથી તેણીનાં નાજુક આંગલાંઓ ઉપર વીંટલાઇ ગએલો જોઇ ખોરશેદ ચકીત થઇ ગઇ. તેણી અડધા ગભરાટ અને અડધા ગુસ્સાથી પોતાની ચલકતી કાલી આંખોએ તે જવાનનો ચેહરો જોતી ઉભી. શું આ ખરેખરજ "પારગ કાસ્ટલ" નો હોમજી શેઠજ હતો કે તે તેણીએ ચકભમ થતાં મગજે જોયું !

તે વેહતા દર્યાવના ઉછલતા મોજાઓ આગલ આ બંન્ને જવાન જીવ એકલા ઉભા હતા "ખોરશેદ જે હેમકાઈભરી મગરૂરીથી હું તારી તરફ તે સાંજે વર્તયો હતો તેના બચાવમાં મને એકજ અરજ છે કે હું તે વખતે અદેખાઇથી આંધલો બની ગયો હતો. લીમજીભાઇનાં મરણ પછીની મારી ચાલુ ધાટકી સોક્ષાઇના બચાવમાં હું એટલુંજ કહીશ કે મોટાઇની તકોબરીમાં હું તુંડ અને મસ્ત બન્યો હતો. ઓ ખોરશેદ, અને તે બધું છતાંબી મારી નજર આગલ માત્ર તારી અને તારીજ મુર્તી હતી. બોલ, બોલ મારા રોશણ સેતારા કે તું મને માફ કરેછ ? ખોદા સાહેદ છે કે હું જીવુંછ તે તારેજ માટે છે."

આ અજાયબીથી તેણીને ચક્કર આવી ગયા. આ અણહદ સુખની ખુશાલી હેઠળ તેણી ફેન્ટ મારી જવા જેવી થઇ ગઇ, તેણીની પ્રકાસ્તી આંખો નીચે નમી ગઈ અને તેણીએ બે પલ આઝેઝ બની માથું ઝુમાવી નાખ્યું.

"બોલ, મારી ખોરશેદ કે તેં મને માફ કીધોછ." હોમજી, તે નાજુક આકારને પોતાનાં બદનનો ટેકો આપતાં બોલ્યો.

તેણીના ફીક્કા હોઠો સેહજ હાલ્યા. પોપચાં ધીમે ધીમે ઉંચકાયાં અને પેલી કુલ ખલકતને રોશણી પુરી પાડે તેવી બીનઝીર ચસ્મો હોમજી તરફ ફરી.

"જે આદમી મને હીણતું હતું તેની તરફજ મારા માયાના ગુસ્સાને ઉછળતો જોઇ હું મને પોતાને ધીક્કારતો હતી." તેણી ભાગે ટુટે સાહદે બોલી.

"ત્યારે આપણા બંન્નેના ગુસ્સાઓ અને વીચારો સરખા હતા, આપણ બંન્નેમાં મગરૂરી અને માયા એકસરખી વેહતી હતી, આપણ નસીબ સાંમે લડતાં હતાં પણ શુકર તે યઝદાંનનાં કે તેને આપણને એકઠાં મેળવ્યાં. મારી ખોરશેદ, મારા જેવા એક તદન નાલાયકને ખોદાતાલા તરફની આ કેવી મોટી બક્ષેસ! ચાલ, ડીયર આપણે "કાસ્ટલ" માં પાછાં ફર્યે. હવે એક સાદી કમપેનીયન દાખલ નહી પણ "પારખ કાસ્ટલ" ની શેઠાણી, મારાં જીગરની રાણી દાખલ. મારાં મા આ બધી વાત જાણેછ અને તેવણ તુંને મળવાને ઘણાં ઇંતેજાર છે."

"અને તેવણ શું તમારી આ "ચોયસ" ઉપર ખફા થશે નહી?" તેણીએ પુછયું. "નહી, તેવન મારા વીચારોથી એ આગમજનાં વાકેફ છે અને હવે તે આગલાં નાજાંમાય તું તદન ફેરવાઇજ ગએલાં જોસે. ચાલ ડીયર, હું એક ગાડી ભાડે કરૂં આપણે તરત પાછાં ફર્યે."

ખોરશેદ ઘણી સમજુ હતી, તેણી હોમજીની આ ઉતાવલ ઉપર મીઠાસથી હસી. તેણીએ મનસે વીચાર્યું કે આવી રીતે તે જવાન સાથ કાસ્ટલમાં પાછું ફરતું એ નીંદાને રસ્તો-આપ્યા બરાબર થશે;

અને વળી પોતાનાં નવાં મેળવેલાં મેહરબાન દોસ્તોને એકદમ તર-છોડી પણ શકાય નહી. તેણીએ પોતાના ભવિષયના ધણીને આ બધાં કારણ સમજાવ્યાં.

"જો નાજામાંય પોતે બે લાઇનની ચીઠી લખીને મને બોલાવે તો સારૂં.", "હા, હા ખોરશેદ, એજ વિચાર બરાબર છે." તે જ-વાન તુરત કબુલ થયો.

તેઓ ચાલતાં ઘર તરફ નીકળ્યાં. કંઇ વરસોની તેઓની દો-સ્તી હોય તેમ એખલાસથી તેઓ વાતો કરતાં ચાલ્યાં.

પાલનજી પરતાકયાની દુકાંન કાંઇ ઘણી દુર નહોતી તેઓ તેની લગોલગ આવી પોંહચ્યાં. "સાંજનો વખત સોહવરાવવા હું પાલનજીની દીકરી સાથ રોજ દર્યે કીનાર જતી હતી, પણ આજે તેવન મારી સાથે આવી શકયાં નહીં."

"મારાં સારાં નસીબે;" હોમી હેતથી હસ્યો. અને પેશોતનશાહે તારી ચોપડીની વાત કહીછ અને વધુ એમબી કહ્યું કે તેં તે રા-જદ્વારી ગ્રહસ્થનો હાથ નાકબુલ કીધો. જે એક આસામીને ઓરત-જાત પુંજે, તેની સાથ એક થવામાં પોતાનાં ધનભાગ્ય સમજે તેને તેં ના પાડી, એંહ મારા ફરેસ્તા?"

ખોરશેદનો ચેહરો લાલ થઇ ગયો.

"અને તેનું કારણ ડીયર?" હોમીએ પુછ્યું.

"કારણ જે મારેથી હીમાલ્યનાં પર્વત જેટલું દુર અને સપ્ન હતું તેનોજ ખ્યાલ મારાં જીગરમાં હતો."

"હા, અને તે નસીબની સાંમે ડાહ્યો થતો હતો. હું મારાં માજીનાં કેહવાથી ફેની ઉપર ધ્યાન આપવાને મારેથી બનતું કરતો

પણ તે બધો વખત તારા અને તારાજ ખ્યાલથી ચકળગ થતો હતો."

તેઓ હવે દુકાનની અડોઅડ આવી પોંહચ્યાં. "હું તમારી સાથે અંદર આવવા માંગુછ. ખટલાં હું કોઇ દહાડો અચારની દુકાને ચાહડયો નથી, પણ આજેતો હું જરૂરજ અંદર આવીશ." હોમજીને લઇ ખોરશેદ અંદર ગઇ.

"કેવી ખાસ્સી દુકાન વાહ શું અચારનો બેહકાટ! આતો મારૂં માનીતું બોરનું અચાર!" હોમી હસ્યો.

તે જવાન સુંદરી તેને પહેલા ઓરડામાં લઇ ગઇ. પાલનજી જામેમાં છપાયલી પોતાંની દુકાનની જાહેરખબર વાંચતા હતા, મોટીબાઇ વચ્ચેની ટેબલ ઉપર દીવો સલગાવતાં હતાં, અને માકી, બ્હાડયાની રતનમાયની સ્લીપર ભરતી હતી.

હોમજીશેઠનો તોરવંતો દેખાવ જોતાંજ તે ત્રણે જણ ઉભાં થયાં. પાલનજી ઉતાવલમા દરવાજા નજદીક રીસીવ કરવા ધસી આવતાં ઉંવાડે પગેજ દોડી આવ્યા, મોટીબાઇતો "બાવા આવો ગરૂં જીભરૂં આવોજી, માણેક, શેઠને ખુરસી આપ." કરવામાં પર્યા હતાં; જ્યારે જવાન માણેકથીતો, ખુદ "પારખ કાસ્ટલના" માલેક હોમજી શેઠને પોતાને ત્યાં જોઇ બીજાં ભરભાડુતોમાં પોતાની કેવી ચહડતી થશે તેના ખ્યાલમાં હસાઇ હસાઇ જવાતું.

"એવન પારખ કાસ્ટલના હોમજી શેઠ." ખોરશેદે ઓલખાણ કરાવી.

"હું અંદર આંઉકેજી?" હોમીએ હસ્તે ચેહરે પુછ્યું. તેને પોતાનું કદ્દાવર સર બેઠાં બારણાં આગલ નીચે નમાવવું પડયું.

"મને કાલ સુધીમાં તમારૂં ઘર છોડી જવું પડશેજી,. પણ ત-

મારી મેહરબાની હું કોઇ કાલે ભુલી શકવાની નથી." ખોરશેદ બોલી.

"આજેજ ખોરશેદ, કાલે નહીં." હોમીએ આમ કેહતાં પાલનજીને ચાંપીને શેકહેન્ડ કીધી. અને તે ભલાં કુટુંબનો ખોરશેદ તરફનાં હેંશાન માટે ખરાં જીગરથી આભાર માન્યો.

"થોડા વખતમાં ખોરશેદબાનુ પોતાનું નામ બદલશે." હોમીએ ખુશાલીથી હસતાં કહ્યું. "અને જ્યારે એવણ" પારખ કાસ્ટલ "નાં શેઠાણી થશે, ત્યારે પાલનજી શેઠની દુકાનેથી અચાર મસાલાની વર્દી કરવાની એવન સંભાલ લેશે."

"ઓ શેઠજી, મારા મુરબ્બી તમારી ઘણી મેરબાની." પાલનજીએ ભોળાઇથી કહ્યું. "પણ યાદ રાખજો સાહેબ, કે હમોએતો ફ્રેણુ લસ્કરીની દીકરીને આશ્રા આપ્યો હતો, કાસલનાં શેઠાણીને નહીં."

"અને ફ્રામરોજ લસ્કરીનાં બેટી તે હેશાંન ભુલવાનાં નથી," હોમીએ કહ્યું. "ખોરશેદ ડીયર ત્યારે બે એક કલાક તારાં દોસ્તો આગલજ તુંને હું મેલી જાઉંછ, હું તુરત જઇને ગારી મોકલશ, સાહેબજી."

તેને હસતે ચેહરે પેલાં બંન્ને મા બેટીને શેકહેન્ડ કીધી, મોટીબાઇએ ઓવારણાં લીધા, જેવણના હાથમાંથી ઉઠેલા લસણના બણુકારાએ હોમજીના ફીફરાં ખોલી મેલ્યાં. માણેકને મનસે આજનો તેનો દહાડો સૌથી સુખી હતો. ત્રીજે માળની મેહતાની મની જે એક વકીલ સાથે અદરાયલી હોવાથી છેકજ છત્રાતી હતી તેણી ઉપર આ કેવી ફતેહ! કેવી ચહડાઇ હતી! જે શેઠીયાએ વેલાતની પાર્લામેંટના ભલભલા ઉમરાવોને શેકહેન્ડ કીધેલી, પ્રીન્સ. ઓફ્-વેલ્સની લેવીમાં તે બાદશાહઝાદાના હાથસે હાથ મેળવેલો, તેના તરફની શે-

કહેન્ડ એ તે કંઇ જેવી તેવી વાત હતી ?! ગરીબ ભોળી માણેકનું દીલ પોતાની સહ્રી મીટીઓ આગલ પોતાનાં ઉંચ ત.લેનો વાત કરવાને ટપુ ટપુ થતું હતું.

હોગજીના જવા પછી ખુશાલીથી આક્રેજ બની ગયલી ખોરશેદને બલાં મોટીબાઇએ ચાંપીને ફાટી કીધી, તે માતેલાં ડોસાંની બગલગીરીમાં ડબાઈ જતાં તે જવાન છોકરી ખુશાલીનાં આંસુએ રડતી હતી. "મારી માય સુખી થજે ને જીવતી રેહજે." એ તેવણની દુવાએ ખટલાંએ માન્યું કે તેણીની મરહુમ માવતરની જગ્યા તેવને રાખી હતી.

પાલનજીએ તેણીની માયાથી પીઠ પસવારી, અને માણેકે તેણીને ક્રોસ લેતાં મુબારકબાદી આહી "કેવા મજેનાને ખુબસુરત હોમજી શેઠ છે." માણેક બોલી. "નકરા જાણે દમાવંદના કિલ્લા" માંનાં તહેમતન તીરંદાઝ !"

---

# પ્રકરણ પચીસમું.

હોગજીના કેહવા પ્રમાણે તેજ સાંહજે ત્યાંથી ઉઠાંગરી કરવાને ખોરશેદે તૈયારી કરવા માંડી, જે માનીતી ચોપડીઓ તેણી કાસ્ટલમાંથી લાવી હતી તે તેણીએ પાછી એકઠી કીધી, અને કોઠળો તૈયાર કરી તેણી નાજાંમાય તરફની ચીઠીની રાહ જોતી બેઠી.

બે કલાક વહી ગયા પણ કશું ઠેકાણું ન મળે. ખોરશેદ ફીકરમાં પડી. શું ખરેખર શેઠાણી નાજાગાય પોતાની કમપેનીયન જેવી ઉપર ચીઠી લખશે? તેણીને ખાતર તે મા બેટા વચ્ચે કશો .ઝઘડો

તો ના થતો હોય ? દાનાવ ખટલાં તે કેમ તામોસ કરી શકસે !

તેણી હોમજીના ખ્યાલમાં સુખથી માથું અઢેલી ખુરસીમાં બેઠી હતી, તે સુંદર તંનદરોસ્ત ગુલેગુલાબ જેવો તોરવંતો મગરૂર, મોટી ભારી મુછનો ચેહરો તેણીની દરેક વાર્તાના નાયકનો ચીતાર હતો. સદા તેણીની નજર અને જીગરમાં ભમતો હતો. તેણી ગારીનાં પૈડાંનો અવાજ સાંભળતી બેઠી હતી તેટલાં શાંભળો ! આ ડોક ડોક ડોક કરતાં ઘોડાનાં ઠઠેરાભર્યાં પગલાં રબર ટાયર્ડ ગાડીને ખેંચી લાવવાની ગુવાહી પુરતાં હતાં. ખોરશેદ બારી નજદીક દોડી, ગાડીનો ઝલકતી બતીએ આખા મોહલામાં ઉજાસ ફેલાવી દીધો હતો.

તે ગાડી નાજાંમાયની પોતાની માનીતી રબર પૈડાંની મોટી પાલખી જેવી લેન્ડો હતી જે તે ન્હાના બાઝાર મોહલામાં હાથીની અંબારી સમાન અજબ જેવી લાગતી.

એક ફુટમેને ગાડીનો દરવાજો ખોલ્યો કે અંદરથી ખુદ શેઠાણી નાજાંમાય પોતે પોતાની રૂવાંની ભારી શોલમાં લપેટાયલાં, તમામ કાલા પોશાકમાં સજજ થએલાં ઉંચાં ટટાર પોતાના સદાના ઠઠેરામાં નીચે ઉતર્યાં, પણ તેવણનો ચેહરો ફીક્કો અને સદાની ઠઠરાવનારી આંખોમાં નરમાસ જણાતી.

ખોરશેદ તેવણને આવકાર આપવા પહેલાં આગળ દોડી. તેણીનું તનબદન ધ્રુજતું હતુ. પરતાગ્યાનું કુટુંબતો વાને વેગે ઉંબરતુલીક દોડી આવ્યું હતુ. અને એક બુઢાં ડોસાં જેવન ફડીયાનું અચાર ને બે પૈનો સરકો લેવા આવ્યાં હતાં તેવણતો આ દમામ જોઇ ડાચું વકારતાંજ ઉભાં.

“ ખોરશેદ, હું તુંને લેવા આવીછ દીકરા, નાજાંમાયે નરમાશ-

થી કર્યું. એક જવાન્યાના ઉતાવલા બે બોલોથી તેં તારૂં ઘર છોડી આવવું નહતું. લે, ચાલ દીકરી, તું તૈયાર થા, તેટલાં હું આ ભલાં આદમીઓને મલું."

પાલનજીએ ગાંગી લીધું કે કબ્બી બોલીને તેવનને સરમાવવા નહી, તેઓએ માત્ર પોતાની ફરજ બજાવી હતી. ખોરશેદ, શેઠાણીને કાંદા લસણના બહેકાટમાં વધારે વખત રાખવાનું ડાપણભર્યું ન ધારી તુરતજ પોતાની ચોપડીઓનો કોથળો લઇ આવી.

"વીલ્યમને કોથળો આપ, બેટા." નાજાંગાયના હુકમથી તેવણના એસ્કી ઇંગ્રેજ ઘોડાવાલાએ તુરત કોથળો લઈ ગાડીમાં મેલ્યો.

નાજાંગાય તે બન્ને મા બેટીને ભેટયાં, પાલણજીને શેકહેન્ડ કીધી, અને જતી વેળા પાછો તેમનો આભાર માનતાં તેવણે માણેકના હાથમાં એક ગબમલનો ઝહવેરાતનો ન્હાનો દબ્બો મેલ્યો.

"મારી ખોરશેદ તરફથી એટલું કબુલ રાખજો." બોલતાં સાથજ તેવને ગાડી તરફ ચલાવ્યું.

આપણી જવાન સુંદરી, હેશાનથી ઉભરાતાં જીગરે પોતાના મદદગારોને ભેટી નાજાંગાય સાથે ગાડીમાં ગોઠવાઇ. જેવું ઘોડાઓએ ચાલુ મુકયું કે નાજાંગાય ખોરશેદને ભેટી પડયાં.

"મારી દીકરી, મારી ખોરશેદ, મારી તકોબરીને વાજબી શીક્ષા થઇછ. આ તારી ગેરહાજરીના ત્રણ દહાડા મેં જીવત્તાં જેહાનમમાં કહાર્યાછ, ખોદાની મારા ઉપર કેવી મેહર કે મારા જતા દહાડા સુખમાં કહાડવા તેને મને એક તારા જેવી સકરગન વહુની સાસુ કીધીછ. મેં છેક ઘણે પાછલથી જાણ્યું કે હું તુને ચાહતી હતી, તારી ગેરહાજરીએ મારી તેવી ખાત્રી કીધી."

" નાજાંમાય, ત્યારે શું ખરેખર તમે મને ચાહશો ? "

" હા, વ્હાલી દીકરી, મેં આ ઉપર લંબાણથી વીચાર કીધોછ. હું આગળ ધારતી હતી કે મોટે ઘેરની માતબર વહુ લાવવી, પણ નહી તારા જેવી સંગીન કેળવાયલીને સંપુરણ શીખેલી એક બાહોશ લખનાર જેવી વહુમાંજ મારૂં ઘર માન મેળવશે; મારો દીકરો સુખી થશે. બોલ ખોરશેદ, તું મારા બુઢાપામાં મારી દીકરી થઇ રેહશે ? "

" ઓ નાજાંમાય, હું તમારી માયા મેળવવા માટે કેવી તરસતી હતી. " ખોરશેદ તેવનનાં ખભાં ઉપર મોહડું દાબતાં બોલી. તેઓ બંન્ને વચ્ચે અંતે દીલ ખુલ્લાં થયાં. ગાડી, 'પારખ કાસ્ટલ ' ની સંગેમરમરની સીહડી ભણી ખેંચાઇ આવી કે અંદરથી ઇંતેજાર હોમીએ દોડી આવી બન્ને બાનુઓને હસ્તે ચેહરે આવકાર આપ્યો.

હોમજીને મોંહડે પેશોતનશાહે સાંભલ્યું કે અંતે તે જવાન સુંદરી પેલી હવાઇઆંખે જોનાર ગ્રીસેલડાના મ્હાઆત્મીક પેગામ મુજબ ખરેખર દર્યાવ આગળથી મળી હતી, અને તે બંન્ને જવાન જીગરોએ એકમેકસે જોડાવાની કબુલાત કીધી હતી; એટલે તેવને હોમજીને છેલ્લી સલામ કીધી.

"અરે પણ તમે શું હમોને એકદમ છોડી જશો ? મારી ખોરશેદને મળશો પણ નહી ? " હોમજીએ અરજ કીધી.

" નહી, મારા વ્હાલા દોસ્ત હજુરતો મારો જખમ તદન તાજોછે. જ્યારે તું સંસારી બચરવાલ બાપ થશે, ત્યારે હું "પારખ કાસ્ટલ " ની પાદશાહી પહરોણાગત યાદ કરશ. હાલતો સાહેબજી." અને ઑનરેબલ પેશોતનશાહ તેજ ઘડીએ કાસ્ટલ છોડી ગયા.

બાનુ ફ્રેની અને પેશોતનશાહનો હાજરી વગર કાસ્ટલના પ-

હરોણાંઓ હોમજીશેઠ સાથે ખાણું લેવા બેઠાં. તે જવાને અત્યાર આગમજ ખોરશેદનો નવો દરજ્જો તેઓને કહીને કાન ખોલ્યા હતા. નત્રલુ લોર્ડની ઘોડેસ્વારીની બકવા, કે આલાંમાય આગ્રાવાલાનાં નવાં જાપાનીસ હોજરીયાંની સહરાગાતો, અને દીનાર શેહરાના નવાબી ઝાહો ઝલાલીના વીચાર, તેમજ માટીડાઓની ટ્રાન્સવાલને લગતી વાતોથી હોમીનું ગગજ ચકભગ થતું. તે પોતાની ખોરશેદનાં સંગીન ભેજાં અને આ ઉછાછલાંઓના પોકલ ભુસાંની તુલના કરતો હતો.

પણ આ નવાં મેળવેલાં સુખમાં તે પેલી હવાઇ છોડી ગ્રીસેલ્ડાને ભુલ્યો નહીં. તેને બીજેજ દીવસે પોતાની સલામ સાથે પાંચસોનો એક ચેક મીસીસ મુલસીગરને નામે બીડ્યો. ગ્રીસેલ્ડાના કેહવા પ્રમાણે ખરેખર દર્યાવમાં શોધ કરતાંજ ખોરશેદ હાથ આવી હતી. પેલી સ્લેટ ઉપર આ હવાઇ હર્ફ કેમ ચીત્રાયા હતા તે સમજવું અલબત ઘણું મુસ્કેલ હતું. પણ હોમજીએ એટલુંતો કબુલ કીધું કે "મેગનેટીક પાવર" ને લોકો જેમ વાહીયાત કહી હસી કહાડે છે તેમ છેક નહતું!

પહરોણાંઓ સર્વે પોતાને સગવડ પડતે વખતે "પારખ કાસ્ટલ" છોડી ગયાં, અને એક અઠવાડયાં પછી તો કાસ્ટલ પોતાની અસલ હાલતમાં આવી પડ્યો.

નાજાંમાય ઉપર એકવાર પાછું નજલાનું દરદ ઉભરી આવ્યું હતું, અને ખોરશેદે તનમનથી તેવણની મદારત માથે ઉઠાવી લીધી. એક રાતે નાજાંમાયે પોતાની આંખ ખોલી આપણી સુંદરીને કહ્યું "ખોરશેદ દીકરી, આપણી આ દુન્યાઇ મુસાફરીમાં ખાકી બંદાને માટે સુખનો ગંજ એકજ છે, અને તે "પ્યાર" છે. આવા મોટા મેહલનો

શેઠાણી દાખલ મે કશું સુખ આજ તુલ્લીક ભોગવ્યું નથી, કારણ મેં મારાં જીગરમાં હેત કે માયાનો ઝરો વેહવા દીધો હતોજ નહીં. મારી દીકરી, મારી ખોરશેદ મને તેં ખોદાઇ રસ્તો બતાવ્યોછ, કારણ માયાથીજ માઇ જીગર પવીત્ર થયુંછ."

"નાજાંમાય, તમે—"

"નહીં મને માયજી કેહ, આજ પછીથી આપણ વચ્ચે જુદાઇ જેવું કશું રેહશેજ નહીં."

મુંબાઇની ગવરનરની કાઉંસીલનો ચુંટણીનો વખત આવી ચહડયો હતો. હોમજીએ અજમાયસ કરવા ધારી હતી, પણ પેશોતનશાહ જેવા એક જબરા હરીફથી તેને હારી ખાધું હતું. પણ આજે તેને તેજ રાજદ્વારી ગ્રહસ્થ તરફથી તાર મારફતે ખબર મલી હતી કે તેવને મેળવેલા દરેક વોટ તેવન હોમજીને સપુરદ કરવા ચાહતા હતા. કેવા ખરેખરા નોબલ!

હોમજી વગર મેહનતે અને ચહડતી હરીફાઇએ કાઉંન્સીલનો મેમ્બર ચુંટાયો, અને નાજાંમાયની ભારે ખુશાલી વચ્ચે તેવનનો જુવાન બેટો "પારખ કાસ્ટલ" નો માલેક, ઑનરેબલ હોમજીશેઠને નામે ઓળખાવા લાગ્યો.

બાનુ ફ્રેની ખુરશેદજી ખાનબ્હાદુર પોતાની પેલી કાલી આંખની હરીફની ફતેહ જોવા મુંબાઇમાં રહ્યાંજ નહીં. તેવન પોતાના પીતાનાં મરણથી, આજે ઓછામાં ઓછી ત્રીસ લાખની મીલકતનાં શેઠાણી થયાં હતાં, એટલે એક ઇંગ્રેજ મડમ ગવરનેસને લઇ તેવન યુરોપની મુસાફરીએ નીકલી ગયાં.

જગશેદી નોરોઝના જગજાહેર ફળદ્રુપ પવીત્ર રોઝે હોમજી અને ખોરશેદ પરણીને એક થયાં. "પારખ કાસ્ટલ" માં ચમેલી તે અ-

સાધારણુ ધામધુમે મોટે ઘરનાંઓને દીવસો તુલીક વાતનો ખોરાક આપ્યો. નવી મુંબાઇ માટે કેટલીક બીલડીંગોના પાયા નાખવા, કલકતાથી લેફ્ટનંટ ગવરનર અને વાયસરાયની સામટી સવારી આવી હતી તેઓની ઉમરાવી હાજરીમાં આ ભપકાદાર લગન થયાં હતાં.

તે વખતે આપણાં વિકાજી વિધ્વાન, અને પાલનજી પરતાપ્યાને તેમનાં કુટુંબ સહીત ભૂલી જવામાં આવ્યા હતા નહીં.

લગન પછી એક અઠવાડયે હોમજીને એક સોલીસીટરની ફર્મેમાંથી કાગજ મલ્યું કે જે બાનુને તેવન પરણ્યા હતા તેણી ફરામરોજ લસ્કરીની બેટી થતી હતી કે, અને જો તેમજ હોય તો ઇરાનના એક બુઝર્ગ તાલેવંત સોદાગર આદરશાહે અરદશીરની બેટી અહુનવરની તે બેટી થતી હતી. અને તેણીના સોદાગર મમાવા જેઓ હમણાંજ શ્રી કાશ્મીરમાં મરણુ પામ્યા હતા, તેવનનાં વગર વસીયતનાં મોહતે તેમની બધી અસ્કેયામતની તે જવાન બાનુ એકલી માલેક થતી હતી. છેક મોહત ડોળા ઘુરકવા લાગ્યું ત્યારે તે ઝનુની સોદાગરે પરતાઇને પોતાની બેટીના કબીલાની શોધ કરવા માંડી, અને તે કામ તેને મુંબાઈની એક આગેવાન પેહડીને સોંપ્યું. પણુ તેઓ ખોરશેદની શોધ કરે તેટલાંતો સોદાગરના હક થવાનો કાશ્મીરથી તાર મલ્યો. અને તે એકવારની નાવારેસ કેહવાતી આપણી ખોરશેદ પોતાના તે આગલા બેરેહમ મમાવાની ગંજાવર દોલતની એકલી માલેક થઇ.

તેઓ ત્યાર પછી ઉત્તર હિંદુસ્તાનની મુલાકાતે નીકલ્યાં જ્યાંથી તેઓ કાશ્મીર ગયાં. ખોરશેદનો ઇરાદો પોતાને વતન ઇરાન જવાનો હતો, અને હોમજી પણુ તૈયાર હતો,

વીકાજી વિધ્વાન ફરી એકવાર પાછા "પારખ કાસ્ટલ" માં આવીને ગોઠવાયા હતા.

ખોરશેદે પાલનજીનાં કુટુંબને બનતી મદદ કીધી, અને માણેકને સારે સાસરે પરણાવી મોટીબાઈની દુવા લીધી.

ખોરશેદની પેલી મ્હાભારત નોવલ અંતે છપાઈ બ્હાર પડી, અને તે વાંચક વર્ગે અતી અતી ઘણી ઉલટથી હરખાઇને વાંચી, આવી વિદ્વતાભરી ચોપડી એક મર્દની કલમનેજી બાજુ બેસાડે તેવી હતી એમ સંગીન વાંચકોએ કબુલ કીધું. ખોરશેદે જોયું તેમ સ્ત્રી જાતીજ પોતાની બેહનપણીની બાહોશી તરફ અદેખાઇ અને બલાપાની નજરે જોતી હતી. આવી ઉછાછલીઓના તંગ દીલ અને સાંકડાં મગજ ઉપર તેણી અફસોસ કર્યા વગર રહી શકી નહી.

વીકાજી વિદ્વાન એટલા પોતાનાં લખાણમાં બીચારા ફાવ્યા નથી; તે બુઝર્ગ શહરથની ઍરીસટૉટલ હજુર અભરઇએ પડી છે, અને તે જાહેરની રોસણી કદી જોવા પામશે કે નહી તે બાબે હજુર તેવન શંકાશીલ છે.

એ મીસાલ આપણી નાવારેસ ખોરશેદે અંતે પોતાની ધીરજનું ધન મેળવ્યું; અને નાજાંમાએ જોયું તેમ માતબર વહુ કરતાં ખરેખર એક કેલવાએલી વહુમાંજ ઉંચ ખાનદાનને ખરી શોભા અને માન હતું.




☞ મેહેરબાની કરીને પાછળ ફેરવી જોશોજી.

# સરસ્વતી! સરસ્વતી!! સરસ્વતી!!!

## અધીપતી અને માલેક દાવર બેહેનો અમદાવાદ.

આ માસીક ચોપાનીયું ગુજરાતી ભાષામાં પેહેલ વેહલુંજ બાનુઓની માલેકી અને અધીપતીપણાં હેઠલ પ્રગટ થયું હતું. અને ચાર વરસ સુધી નીયમીત દર માસે બાહાર પડતું હતું એનું વારસીક લવાજમ રૂ. ૩ા) પોસટેજ સુધાં હતું. હાલમાં એની સંપુરણ ફાઇલો એની અરધી કીમતે ઘણીએક ખપી ગઇ છે અને થોડીક બાકી છે જેનાં ઉપર હમો ચંચલ વાંચનારાંઓનું ધ્યાન ખેંચીયે છીએ. થોડા વખતમાં એ માસીકે મુંબાઇનાં આગેવાંન જાહેર પેપરોં તરફથી ઘણી પ્રસંસા મેલવી છે જે વાંચક વર્ગથી અણજાણીયું નથી આ સરસ્વતી માસીકમાં ચાર વરસનાં અરસામાં ઘણાં એક ઉમદા લખાંણો, ઘણી રસીલી અને ખેંચાણકારક ચાલુ વાર્તાઓ તેમજ ટુંકી નસીહત રૂપી જ્ઞાની વાર્તાઓ વાંચવા લાએક વીષયોને બોધરૂપી અનેક બાબદો સમાવવામાં આવી છે અને તે સરવે ગુજરાતી વાંચનારાં દરેક કોમનાં વાંચકોમાં ઘણાં વખાંણ સાથે આવકાર પામીયાં છે. આ ચાર વરસનાં લગભગ ૨૪૦૦ પાણાનાં દલદાર પોઠામાં સંગીન વાંચણોનો એક મસ મોટો ગંજ સમાએલો છે જે દરેક કુટુંબોમાં ફુરસદની વખતે એક મનપસંદ વાંચણ પુરૂં પાડશે અને એ ચાર વરસની ફાઇલો હમે સાંમટી લેનારને માત્ર રૂ. ૫) માં આપવાને ખુશી છઇએ,

જેથી કુટુંબોમાં સંગીન અને નીર્દોષ વાંચણુનો ફેલાવો થશે માટે શોખીન વાંચકોને આ હમારી ફાઇલો એકવાર વાંચી જોવાને હમો ભલામણુ કરીએ છીએ.

---



---

# અહેવાલે અશો જરથોસત વ દાસ્તાંને દલેર દારાયસ.

કી. રૂ. ૩ )
હાલમાં રૂ. ૨ )

રચનાર—મીસીસ મેહેરબાનું ફીરોજસાહ એદનવાલા.

આ ચોપડીમાં આપણા નેકજાદ અશો જરથોસત તથા ઇરાંનનાં નામીચા હખામનીયાંન પાદશાહ દારાયસનાં વખતનું દાસતાન સમાયલું છે અસલ બાબીલોનનાં બુત પરસત શાહ નેબુઝદનેઝરનાં રાજયની પડતી પછી અશો જરથોસત બાલપણથી જવાનીમાં આવી પછી ગોફેનસીન થાએ છે, તે વખતની તે પાકજાદ પેગંબરની ગોફેનસીનીમાં પરવરદેગાર અને ફરેસતાઓ સાથે થતી મુલાકાત એક આપણ જરથોસતીઓને વાંચવાને ઘણી હોંસ ઉપજાવે છે. તયારબાદ દાદાર હોરમજદની ગેબી બસારતથી આપણા અશો જરથોસત ઈરાનવેજના જગજાહેર ઈસતખર યાને પરસીપોલીસનાં બુલંદ આતસબેહેરાંમમાં દાખલ થઇને પોતાનાં પવીત્ર હાથમાંથી વીજલીક આતશ કાહારી ત્યાં શાહા દારાયસની હાજરીમાં રોશન કીધો એ અહેવાલ દરેક જરથોસતીઓને વાંચવા જોગછે. તેમજ શાહ દારાયસ જેવા સચ્ચાઈ ઉપર સદા ઓસતવાર રેહેનાંર જગપ્રસીદ્ધ ઈરાંની પાદશાહની હમેશાં ફતેહમંદ કારકીરદીનું જાહોજલાલી ભર્યું રંગીન દાસતાંન ઘણુંજ વાંચવા જોગછે જે એટલું તો રસીલું છે કે તે આપણને એકથી અનેકવાર વાંચવાને લલચાવે છે.

દાવર બેહેનો.
અમદાવાદ.